The Department of Public Instruction, Bombay.

# PREMÁNAND'S NALÁKHYÁN.

**STUDENT'S EDITION,**

PREPARED BY

KAVI NARMADÁSHANKAR LÁLASHANKAR;

AND

**Expurgated in Accordance with the Principles laid down by the Poona Committee of 1873.**

BY

THE GUJARÁTI TRANSLATOR, E. D.

SANCTIONED AS A TEXT-BOOK UNDER STANDARDS III AND IV OF ANGLO-GUJARATI SCHOOLS, AND AS A PRIZE AND LIBRARY BOOK.

**Third Edition**—6,000 COPIES.



Bombay:

GOVERNMENT CENTRAL BOOK DEPÔT.

1886.



*Price 3½ Annas.*

मुंबई इलाकानुं सरकारी केळवणीखातुं.

# भट प्रेमानन्दकृत नळाख्यान.

આ, કેટલીએક પ્રતોને સરખાવી

## कवि नर्मदाशंकर लालशंकर

એઓએ તૈયાર કીધું;

**तथा**

નિશાળીઆઓને વંચાવવાં ન ઘટે એવાં વાક્ય એમાંથી

**ગૂજરાતી ટ્રાન્સલેતર એ. ડિ.**

એઓએ સરકારના ઠરાવ પ્રમાણે કહાડી નાંખ્યાં.

---

આંગ્લો-ગૂજરાતી સ્કૂલોનાં ૩ તથા ૪ ધોરણોને માટે તથા
ઈનામ તથા સ્કૂલ લૈબ્રરી સારૂ મંજૂર કરેલું છે.

---

**ત્રીજી આવૃત્તિ—૬૦૦૦ પ્રતો.**

---



---

**મુંબઇ.**

ગવર્નમેંટ સેંટ્રલ બુક ડીપો.

---

૧૮૮૬.

---



---

કીમત સાડાત્રણ આના.

# પ્રસ્તાવના.

આ લોકપ્રિય ગ્રંથની આ નવી આવૃત્તિ કવિ નર્મદાશંકર લાલશંકરે પંદર પ્રતો ઉપરથી ગ્રંથશોધનના શાસ્ત્રીય નિયમપ્રમાણે શુદ્ધ કરી છે. અસલની જોડણીમાં ફેરફાર કર્યો નથી. શોધન કરવામાં સંવત ૧૭૫૫ ની, ૧૮૦૬ ની, ૧૮૨૧ ની, ૧૮૫૬ ની ને ૧૯૦૭ ની બાળબોધ પ્રતો મળી તેઓનો અવશ્ય ઉપયોગ કર્યો છે. શબ્દપાઠાંતર દેખડાવવાને પૃષ્ઠની નીચે પ્રતો ઓળખાવી છે. નિશાળીઆને વંચાવવા યોગ્ય નહિ એવાં ઘણાં વાક્યો અસલ ગ્રંથમાં છે તેઓને કેળવણી ખાતાના ડિરેક્ટર સાહેબના હૂકમ મુજબ એ ખાતાના ગૂજરાતી ટ્રાન્સલેટરે કહાડી નાંખ્યાં છે. જે વાક્યો મૂકી દીધાં છે તેમનો ભાવાર્થ કોઈ કોઈ સ્થળે ગદ્યમાં સમજાવ્યો છે. હિંદુસ્તાનની સરકારના હૂકમથી ગયે વરસે પુનામાં એક કમિટી ભરાઈ હતી. ક્રિયા વિચાર અને વિષય શાળોપયોગી પુસ્તકોમાં ન રાખવા તેના ઠરાવ એ કમિટીએ કર્યા અને તેઓને સરકારે મંજૂર રાખ્યા. એ ઠરાવ પ્રમાણે આ ગ્રંથને ચોખો કર્યો છે. કુટુંબમાં વાંચવાને પણ એવીજ આવૃત્તિ જોઈએ.

૨૫૬૨

# નળાખ્યાન.

## કડવું ૧ લું.

( ઢાળ. )

નૈષધનાથની કહું કથા, પુણ્યશ્લોક જે રાય;
વૈશંપાયન વાણી વદે, આર્ણ્યિક પર્વ મહિમાય.
રાજ્ય હારી ગયા પાંડવ, વશ્યા દ્વૈત વનમોઝાર;
એકલો અર્જુન ગયો કૈલાશે, આરાધ્યા ત્રિપુરાર.
પશુપતાકાસ્ત્ર પશુપતિયે આપ્યું, પછે ગયો સ્વર્ગમાંહે;
કાલકેત પુલોમા મારચો, પંચ વર્ષે રહ્યો તાંહે.
યુધિષ્ઠિરરાય અતિ દુઃખ પામ્યા, ઉપન્યો ઉદ્વેગ;
પુનરપિ પારથ નહીં આવ્યો, ભાઇએ કીધો તાંહાં નવો નેગ.
એહેવે સમે એક તાપસ આવ્યો, વૃહદશ્વ એહેવું નામ;
પૂજન કીધી પાંડવે, આપ્યો વસવાનો ઠામ.
ચાતુર માસ તાંહાં રહ્યા, કુંતિસુત કરે સેવાય;
રાત રાતના વારાફરતી, પાંડવ ચાંપે પાય.
એકવાર યુધિષ્ઠિર બેઠા, તળાંસવાને ચર્ણ;
તે સમે અર્જુન સાંભરચો, ભરાયું અંતરકર્ણ.
ધર્મરાયને ઋષિજી પૂછે, જળે ભીના પગ માહારા;
શે દુઃખે સતવાદી રાજા, નેત્રે ભરે જળધારા.
ધર્મ કેહે સાંભળીએ સ્વામી, ઉઠી ગયો અર્જુન;

અવળાસવળી સાલે સવ્યસાચી, માટે કરૂં છૌં રૂદન[1].
ભીમસેનની પાસે જો હું, માગું દાતણ પાણી;
બડબડતો જાએ રીસાવી, લાવે વૃક્ષ મોહોટું તાણી.
પ્રાતઃ સામગ્રી નકુળ પાસે, કદાપી જો મેં માગી;
એક પોહોર તો વાર લગાડે, એટલી કરે વરણાગી.
સહદેવને જો કામ દેઉં, સાધુ મંન ન આણે રોષ;
પણ મધ્યાને ઘરમાંથી નીસરે, જોતો જોતો જોષ.
દક્ષિણ દિશાએ જોગણી જો, જાઉં તો દુઃખ પામું;
પૂર્વ દિશાએ પરવરૂં તો, ચંદ્રનું ઘર છે સાહામું.
એહેવી રીત તો ત્રણે ભાઈની, મુજથી નવ સેહેવાય;
દ્રૌપદીને મોકલું તો, કો હરણ કરીને જાય.
વણુ માગે વેળાએ આપે, જે જોઇએ તે આણી;
ફળ જળ મુખ આગળ લેઇ મેહેલે, તે તો ગાંજીવપાણી.
તેહેના ગુણ હું નથી વિસરતો, રહ્યો છૌં રૂદયા રાખી;
સુખ સંતોષ વિના છૌં સૂનો, મુનિ હું પારથ પાખી.
નિસ્વાસ મુકી ધર્મ એમ પૂછે, કોહોને વૃહદશ્વ રૂખી;
વન વસવું ને વિજોગ પડીઓ, હું સરખો કો દૂખી.
રાજ્યાસન ધન ભુવન રિધ, તેહ અમો સર્વ હારી;
એહેવું કોને હવું હશે સ્વામી, પીડા પામી નારી.
વળતા વાણી વદે વૃહદસ્વજી, શું આણે વૈરાગ;
નળ દુઃખ પામ્યો અરે પાંડવ, નથી તેહેનો એંસીમો ભાગ.
રૂપ રાજ્ય ને ધંન બળ તે, ન મળે નળસમાન;
અનેક કષ્ટ તેહેના જેવું કો, ન ભોગવે રાજાન.

---

૧ ' આડા ઘા સાલેછે સબળા, માટે કરૂં છૌં રૂદંન ' (૧૮૫૬-૯૨); ' આડા અવળા ઘાય મુજને, સાલેછે અનુદિન ' (બા૦).

ભીમકકુમારી નળની નારી, રૂપ શું કહું મુખ માંડી;
તે રાણી જ્યાહાં નહીં ફળ પાણી, નળે વનમાં છાંડી.
દાસી રૂપ ધર્યું દમયંતી, કુબડું થયું નળનું ગાત્ર;
તેહેનાં દુઃખ આગળ યુધિષ્ઠિર, તાહારૂં દુઃખ કોણ માત્ર.
કર જોડીને ધર્મ એમ પૂછે, કોહો મુજને ઋષિરાય;
ઘણું દુઃખ પામ્યો નળરાજા તે, શા કારણ કેહેવાય.
કોણ દેશનો નરેશ કાહાવે, કેમ પરણ્યો દમયંતી;
તે રાણી નળે કેમ છાંડી ને, કાંહાં મૂકી ભમયંતી.
ઉતપત્ય કોહો નળદમયંતીની, અથ ઈતિ કથાય;
દુખીઆનું દુઃખ સાંભળતાં[1] માહારી, ભાગે મનની વ્યથાય

(ઉથલો.)

વ્યથા જાએ માહારા મનની, કેહે યુધિષ્ઠિર રાજાન રે;
વદે વિપ્ર પ્રેમાનંદ તે, નળતણું આખ્યાન રે.

---

## કડવું ૨ જું.

(રાગ—ગોડી.)

વૃહદંશ્વજી મુખ વાણી વદે, રાય યુધિષ્ઠિર ધરતા હ્રદે.
એક નૈષધ નામે દેશ વિશાળ, રાજ્ય કરે વીરસેન ભૂપાળ.
તેહેને સુરસેન બાંધવજંન, તે બેહુને એકેકો તંન.
તે રૂપે પૂટડા જેવા કામ, નળ પુષ્કર બન્યોનાં નામ.
પછે નળને આપી રાજ્યાસંન, પિતા કાકો બન્યો ગયા વંન.
ચલાવે રાજ્ય નળ મહામતી, પુષ્કરને કીધો સેનાપતી.
જીત્યા દેશ વધારી ખ્યાત, નળે શત્રુ માત્ર પમાડ્યા શાંત.
ભૂપતી સર્વે નૈષધને ભજે, નળપુષ્કરે કીધૂં દિગવજે.

---

1 'પ્રસારતાં' (૧૮૦૬–૧૮૯૧); 'પ્રકાશતાં' (૧૮૫૬).

પ્રજા સુએ ઊઘાડે બાર, ન કરે ચોરી ચોર ચખાર.
સત્યે યમપતિ કીધો સાધ, પુરમાંહે કોને નહીં વ્યાધ.
કનકે ભરીઆ છે કોઠાર, જેહેવા ધન તેવા દાતાર.
જાચકનાં દારિદ્ર કાપીઆં, નળે મુખમાગ્યાં ધન આપીઆં.
ભિક્ષુક કેહે ભલું નળનું રાજ, ગયું દુઃખ હોલાણી દાજ.
કીર્તિ થઈ નળની વિસ્તીર્ણ, જેમ એક સૂરજ ને ઘણા કીર્ણ.

( તેણે પુણ્યશ્લોક નામ ધરાવ્યું એટલે નળનું નામ દીધાથી પુણ્ય લાગે એવું લોક ધારવા લાગ્યા. ધર્મ અને ભક્તિ ઉપર પ્રજાનું લક્ષ ચોંટયું. )

નળે લીધો એટલો નેમ, માગ્યું દાન આપે કરી પ્રેમ.
જો માગે મસ્તક માગનાર, તો આપતાં નળ ન લગાડે વાર.
ઉત્તર દક્ષિણ પૂરવ પશ્ચ[1], વીરસેનસુતનો વાધ્યો યશ.
ત્યારે પુષ્કરને થઈ અદેખાઈ, હુંથી વાધ્યો પિતરાઇ ભાઇ.
નળને નમે પ્રજા સમસ્ત, એ આગળ હું પામ્યો અસ્ત.
એહેવું જાણી મન આણી વૈરાગ્ય, ગયો વંન ઘર કીધું ત્યાગ.
નળનો વાળ્યો તે નવ વળ્યો, દારુણ વનમાં પોતે પળ્યો.
જઈને સેવ્યું પર્વત શૃંગ, તે તળે વેહેછે નદી ગંગ.
શલ્યાનું કીધું આસંન, પાનડાંનું કીધું છત્ર રાજંન.
માનસી રાજ માંડયું વનતણું, કોકિલા સ્ત્રી ગાન કરે ઘણું,
આ મૃગ તે અશ્વ માહારે કારણે, દ્રુમ પ્રતિહાર ઊભા બારણે.
ભૂંડ હસ્તિ પૃથવી પરજંગ, એ રાજ કેમે ન પામે ભંગ.
કો લુટી લેવા આવી નવ ચડે, ઉઘાડે બાર ખાતર નવ પડે.
એણી પેરે માંડયું રાજ્યાસંન, અણુ[2]ચાલતે વશ કીધું મંન.
એ કથા એટલેથી રહી, નળરાય શું કરે તહીં.
જારે પુષ્કર ઊઠી વનમાં ગયો, ભાઈ વિના ભૂપ એકલો રહ્યો.

---

૧ (૧૮૦૬–બા૦). ૨ ‘અચળ તેણે’ (૧૮૦૬).

નિષ્કંટક રાજ્ય એકલો કરે, ધર્મઆણ રાજાની ફરે.
માગાં મોકલે દેશ દેશના ભૂપ, નળ જોવડાવે કન્યાનું રૂપ.
શરીર કુળમાંહે કાહાડે ખોડ, કેહે ન મળે કો માહારી જોડ.
અંશ વંશ લક્ષણ પૂરણ, તેહેનું હું કરૂં પાણિગ્રહણ.
એમ કરતાં વહી ગયા દિન, એહેવે આવ્યા નારદ મુંન.

( ઉથલો. )

નારદ મુનિ પધારીઆ, સુણ યુધિષ્ઠિર ભૂપાળ રે;
પછે વેણાપાણીએ કેમ મેળવ્યું, નળનું વેવીસાળ રે.

---

## કડવું ૩ જું.

( રાગ–રામગ્રી. )

એણીપેર બોલ્યા વૃહદશ્વ વાણીજી, નળને ઘેર આવ્યા વેણાપાણીજી;
વીરસેનસુતે દીધું માનજી, અર્ધપાદ્યે પૂજ્યા ભગવાનજી.

( ઢાળ. )

પૂજ્યા નારદ આદર આણી, રૂદેમાં અતિ પ્રેમ;
અન્યો અન્યે પૂછીઓ, સમાચાર કુશળી ક્ષેમ.
રાજ્ય આસન નળનું દેખી, નારદ રૂખી એમ પૂછે;
પટરાણી દિસતાં નથી એ, કોહોની કારણ શૂં છે.
આસને બેસવું રાણી વિના, તેહેનો મોટો દોષ;
પછે પ્રતિઉત્તર વિચારી નળ, બોલીઆ ધરી શોષ.
નળ કેહે તમો પ્રજાપતિના, પુત્ર વેણાધારી;
જાણતા હશો બ્રહ્માજીએ, માહારે નિરમી છે કો નારી.
સપ્તદ્વીપ નવખંડમાંહે, કાંઈ કન્યા કોટાકોટ;
રૂખી હું વરૂં એહેવી નવ મળે, શકે છે કન્યાની ખોટ.

રૂપ તાંહાં કુળ નહી, કુળ તાંહાં નહીં ચાતુરી ચાલ;
કો સકળ લક્ષણ હોય પૂરણ, તો હું પરણું તતકાલ.
નારદ રૂખી તંવ ઓચર્યા, એમ ન કીજે ભૂપ;
તાહારા સરખું નવ મળે, કો શ્યામાનું સ્વરૂપ.
પણ એક કન્યા અલોકિક છે, વેદ જેહેને વરણે;
તે ઇંદ્રને ઈછે નહીં તો, તૂંને કાંહાંથી પરણે.
નળ કેહે હો મહામુની તે, કન્યાનું કોણ નામ;
કવણ રાયની દીકરી ને, કવણ તેહેનું ગામ.
નારદ કેહે સકળ દેશ મધ્યે, ઉત્તમ વિદર્ભ દેશ;
તાંહાં રાજ્યાસન કરેછે, ભીમક નામ નરેશ.
તેહેને ઘેર એક તારૂણી, વજ્રાવતી નામ અભિધાન;
પુણ્યદાન અપાર કીધાં, પણ પેટે નહીં સંતાન.
એહેવે સમે એક દમન નામે, આવીઓ તાપસ;
આતિથ્ય કીધું તેહનું ને, જમાડચો ખટરસ.
ઘણા દિવસની ગઈ ક્ષુધા, ને પામીઓ સંતોષ;
ત્રિકાળ જ્ઞાને જાણીઓ, રાણીનો વંઝાદોષ.
પૂછીને તાંહાં ખરૂં કીધું, નિશ્ચે નહિં સંતાન;
કરુણા આણી આપીઉં, રાય રાણીને વરદાન.
ત્રણ પુત્ર ને એક પુત્રી, હશે રૂપનાં ધામ;
એધાણી રાખજે એટલી, માહરે નામે નામ.
એહેવું કહીને ઋષીજી, પામીઆ અંતરધાન;
કેટલે દિવસે રાણીને પછે, આવીઆં સંતાન.
દમન દંતુ દુર્દમન, દમયંતી નામજ ધર્યાં;
હર્ષ પામ્યો ભૂપતી, બાળક ચાર ઊછર્યાં.
દમયંતી જે દીકરી તે, મુખે વરણી ન જાય;
તન વદન ને લોચને, ઉપમા કશી ન અપાય.

( ઉથલો. )

ઉપમા ન અપાયે નળ મેં, એમ બોલ્યા વેણાધારીરે;
નળ કહે નારદ પ્રત્યે, તેહેનું રૂપ કહો વિસ્તારી રે.

---

## કડવાં ૪ થી ૬ સૂધી.

( રાગ–આસાવરી. )

નારદનાં વચન સુણી, બોલ્યા નૈષધ ધણી,
ભીમક તણી કુંઅરી છે, કેહેવી રૂપટડી રે.

( ઢાળ. )

રૂપટડી કેહેવી દમયંતી, કાહો તેહેનું વીખાણ;
નારદ કેહે રે સાંભળો, વીરસેનસુત સુજાણ.
ગુણ ચાલ ને ચાતુરી, અદ્‌ભુત સુંદર વેશ;
તેહેને હું કેમ વર્ણવું, વર્ણવી ન શકે શેષ.

(નારદે દમયંતીના ગુણ તથા રૂપનું વર્ણન કર્યું, તેપરથી તેની વેરે પરણવાની ઈચ્છા નળને થઈ. તેને માટે માગું મોકલવાનો વિચાર કરતો કરતો રાજા વનમાં મૃગયા રમવા ગયો. એ વેળા તેણે લીલાં વસ્ત્ર પહેર્યાં હતાં, તથા બીજો મૃગયાનો શણગાર ધર્યો હતો. વનમાં ચારોળી, ચંપા, ચંદન, આંબા, આવળ, અગથીઆ, ઉંબરા, એખરા, અરીઠી, કોઠી, સાગ, સીસમ, મૂલ, સાદડીઆ, સરઘુ, સમળી, સોરઠીઆ, નાળિએરી, ફોફળી, ખજૂરી, પીપળા, પીપળી, વડ, ગુલર, પલાશ, વગેરે મોટાં ઝાડ હતાં. શેલડી, કેળ, લીંબુડી, કેવડો, કેતકી, મોગરો, નારંગી, દાડમડી, આદિક ફૂલફળનાં વૃક્ષો ખીલી રહ્યાં હતાં, અને તેઓને ફૂલફળ આવી રહ્યાં હતાં. લવિંગ તથા દ્રાક્ષાદિકના વેલા તેઓ ઉપર વીંટલાયલા હતા. આ સુંદર વન નળ જોતો હતો

એવામાં તેની નજરે સોનાના પુષ્કળ હંસ પડયા તેઓની બહુ શોભાયમાન કાંતિ જોઇને નળને દમયંતી વીસરી. એ કનક પક્ષીમાંના એકાદને ઝાલી જોડે લઈ જઈ તેને પાળવાની ઈચ્છા રાજાને થઇ. ઊંચે ઊડતા પક્ષીને પકડવાની યુક્તિ શોધતો હતો એવામાં તે બધાનો નાયક જમીન ઉપર ઝાડની છાયામાં એક પગે ઊભો ઊંઘતો દીઠો. લગીરે ખખડાટ ન થાય એવી રીતે હળવે રહીને બેઠો બેઠો ચાલ્યો ને પાસે જઇને હંસનો પગ ઝાલ્યો ).

( ઉથલો. )

ઝાલ્યો પંખી જાગી ઉઠયો, નળને કીધા ચંચના પ્રહાર રે;
પછે પોતાની વાણીએ કરી, કરવા લાગ્યો પોકાર રે.

---

## કડવું ૭ મું.

( રાગ—મારૂ શોકી. )

હંસે માંડયોરે વિલાપ, પાપી માણુસાંરે;
શું પ્રગટયું માહારૂં પાપ—પાપી માણુસાંરે.
એ કાળામાથાના ધણી, પાપી૦
જેને નિર્દયતા હોયે ઘણી—પાપી૦
એ તો જીવને મારે તતખેવ, પાપી૦
હવે હું મુઓ અવશ્યમેવ—પાપી૦
ટૂંપી નાંખશે માહારી પંખાય, પાપી૦
મુને શેકશે અગ્નિમહાંય—પાપી૦
મુને કોણ મુકાવે કરી પક્ષ. પાપી૦
માહારે મરવું ને એહેને ભક્ષ—પાપી૦
આ હું સરખું રતન, પાપી૦

તે આજે થાશે નીધંન—પાપી૦
ટળવળી મરશે માહારી નાર, પાપી૦
તે જીવશે કેહેને આધાર—પાપી૦
અક્ષે નારીએ દીઠો નાથ, પાપી૦
ધાયો સહસ્ર સ્ત્રીનો સાથ—પાપી૦
નાથ ઉપર ભમે સ્ત્રીવૃંદ, પાપી૦
ઘણું કરવા લાગાં આક્રંદ—પાપી૦
હંસીએ દીધો નળને શાપ, પાપી૦
તાહારી સ્ત્રી એમ કરજો વિલાપ—પાપી૦
હંસ નારીને કેહે વચંન, હંસી સાંભળોરે;
તમો જાઓ સર્વ ભુવંન—આંહાંથી પાછાં વળોરે.
કેમ છૂટીએ કર્મના બંધ, હંસી૦
આપણે એટલો હશે સંબંધ—આંહાંથી૦
જો અણુઘટતું કીધું મેં, હંસી૦
હું વાર્યો નહીં તમે—આંહાંથી૦
આપણે વસતું વૃક્ષ ને વ્યોમ, હંસી૦
આજ મેં નિદ્રા કીધી ભોમ—આંહાંથી૦
જે થાએ થાનકે ભ્રષ્ટ, હંસી૦
તે પામે માહારી પેર કષ્ટ—આંહાંથી૦
સર્વને દેઉં છો શીખામણ, હંસી૦
તમો પૃથ્વી મા મુકશો ચર્ણ—આંહાંથી૦
એમ કેહેતો સ્ત્રીને ભરતાર, હંસી૦
દેખી નળે કીધો વિચાર—આંહાંથી૦
પંખી સર્વ પામ્યાં છે શોષ, હંસી૦
તે દેછે મુજને દોષ—આંહાંથી૦
તમો હંસ ધરો વિશ્વાસ, હંસી૦

હું નવ કરવાનો નાશ—આંહાંથી.

( ઉથલો. )

નવ કરવાનો નાશ એહેવી, વાણી નળે કહી રે;
વચન સુણી નળરાયનાં, હંસને વાચા થઈ રે.

---

## કડવું ૮ મું.

( રાગ–મારૂ. )

મનુષની પેરે પંખી બોલ્યો, મુને મુકી જુઓ એક વાર;
પ્રાણદાન તું આપીશ તો, કાંઈ હુંઓ કરીશ ઉપકાર.
મૂક મુજને સર્વથા આ, રૂવેછે માહારી સુંદરી;
એહેને આસના વાસના કરીને, હું આવીશ તુજકને ફરી.
વચન સુણી વીર વિસ્મે પામ્યો, હલ્યા હવે ન મૂકું;
રૂપ ને વાણી બે ગુણ તુજમાં, મરતાં લગે નવ મૂકું.
હંસ કહે વિશ્વાસ આણો અમો, બ્રહ્માનાં વાહંન;
આકાશ અવની એક થાયે તો, જુઠું ન બોલું વચંન.
નળ કેહે હું વીરસેનસુત છૌં, નૈષધ માહારૂં ગામ;
દેશપતિને ક્ષત્રી કેવળ, નળરાય માહારૂં નામ.
હુંથી વિઘ્ન થાયે નહીં, પ્રાણની પેરે પાળું;
અમો રાજવંશીને રૂડું લાગે, તાહારૂં બોલવું રઢીઆળું.
ખટપટ ટાળો મરણની ને, રખે આણો શોક;
એમ જાણી રોહો મુજપાસે, જાવાની આસ્યા ફોક.
પંખી કેહેરે પુણ્યશ્લોક માહારી, માતા રોઈ રોઇ મરશે;
એકનો એક છૌં તેહેને, માતા કોહોને જોઈ ઠરશે.
એક સહસ્ત્ર આ રૂએ નારી, ઘેર ત્રણ છે પટરાણી;

માહરૂં બંધન જાણી સર્વકો, તતક્ષણ તજશે પ્રાણી.
વાહાલી સ્ત્રીએ પુત્ર પ્રસવ્યો, મેં તેહેનું મુખ નથી જોયું;
અરે નળરાજા હું રંકનું તેં, સુતનું સુખ કાં ખોયું.
આપણ અન્યો મિત્ર થયા તેહેનો, સૂરજ દેવતા સાખી;
રૌરવ નરકે હું પડું જો, ન પાળું વાચા ભાખી.
ગુરૂદ્રોહી સ્વામીદ્રોહી, એ પાતિક લાગે મુજને;
જો નારીને મળી આવી, શીષ ન નમાવું તુજને.
ત્રાહે ત્રાહે કરી નળ બોલ્યો, મુકું છૌં નિરધાર;
તું જાણે પરમેશ્વર જાણે, સગતણો વિચાર.
પ્રતિજ્ઞા માટે મુકું છૌં, મળવાને તાહારી નાર;
નહિ આવે તો શું કટક ચઢાવું, કે તુને કહાડું ન્યાત બાહાર.[1]
એહેવું કહીને પંખી મુક્યો, હંસ ઉડ્યો આકાશ;
રૂદન મા કરશો એમ કેહેતો, આવ્યો પ્રેમદા પાસ.
સમાચાર કહ્યો શ્યામાને, સમજાવી સુંદરી;
વોળાવી નારીને પોતે, આવ્યો નળ કને ફરી.
જેમ કો અંધ આનંદ પામે, ફરી આવે લોચંન;
તેમ નળરાયનું હંસને દેખી, હરખ્યું અતિસે મંન.
ભૂપ કેહે આ કાળને વિષે, પંખી બહુ સતવંત;
પ્રતિજ્ઞા પાળી પોતાની તુને, વાહાલા હશે ભગવંત.
હંસ કેહે હો ભૂપતી, સાંભળ માહરા મિત્ર;
બોલ્યું વાએક પાળીએ નહિ તો, કાગ ને અમો શો અંત્ર.

( ઉથલો. )

અંતર શો અમો કાગ કરતાં, મિત્ર જો અમારી પેર રે;
હંસ સાથે અશ્વ બેશી, નળરાય ચાલ્યો ઘેર રે.

---

૧ 'નહીં આવે તો કટક ચઢાવી, ફેડું તાહારો ઠાર' (૧૮૦૬).

## કડવું ૯ મું.

( રાગ—દેશાખ. )

નળરાજા મંદિર આવીઓ, સુભટ હંસ સાથે લાવીઓ;
સૈન્ય સઘળું સાહામું જાય, હંસને દેખી વિસ્મે થાય.
આ વસ્ત કાંહાંથી પામ્યા રાજાન, એણી પેરે પૂછે પરધાન;
નળ કેહે સરોવર માન, તાંહાંથી મૂને આપ્યો ભગવાન.
એ માહારે થયો છે વીર, એમ કહી આવ્યો મંદીર;
કનકનું કીધું પંજર, હંસને રેહેવાનું ઘર.
એકઠા બેશી બંન્યો જમે, ધૂતક્રીડા સાથે રમે;
હંસવિના ન ચાલે ઘડી, પ્રેમ રેહેણે પ્રીત જે જડી.
અશોક વાટિકામાં એકવાર, બન્યો બેઠા ગુણ ભંડાર;
હંસે વાત વ્રેહેની કરી, ત્યારે નળને દમયંતી સાંભરી.
ડીઓ[1] જામ્યો આકસમાત, નેત્રે કીધું આંસુપાત;
હંસ પૂછે માહારા વીર, તાહારે નયણે કાં વેહેછે નીર.
નળ કેહે શું પૂછે મૂને, એટલું સૂજ નહીં પડે તૂને;
પરણ્યા કુંવારા ન જુઓ અમો, ઘરમાં ભાભી દીઠી હશે તમો
હંસ બોલે ને કર ઘસે, મેં જાણ્યું ભાભી પીહેર હશે;
તમો કુંવારા ન જાણ્યા નાટ, શું પૃથ્વીમાં કન્યાનો દાટ.
પોતાની પાંખે લોહ્યું જળ, ખગે રાતો રાખ્યો નળ;
મરકલડું કરી મહીપતી. મિત્ર સાથે બોલ્યો વીનતી.
જે દાહાડે મેં તમને ગ્રહ્યા, તે બોલ શું વીસરી ગયા;
તેં કહ્યું નળ મુક એકવાર, કાંઈ હુઓ કરીશ ઉપગાર.
ભાઈ તે બોલ્યું કહીંએ પાળશો, એ મોહોટું દુઃખ કહારે ટાળશો;
વળતો હંસ કેહે મહારાજ, હું સરખું કાંઈ સોંપો કાજ.
મહા કઠણ જે કારજ હશે, તે હું સેવકથી સરવે થશે.

---

૧ 'ડૂમો' (૧૮૦૬.)

નળ કેહે તમો કરો સર્વથી, પણ માહારી જીભ ઉપડતી નથી;
કપરૂં કામ કેમ દેવાય, કદાપિ[1] થાય કે નવ થાય.
ન થાય તો તમો પામો ખેદ, લાજો ઘેર નાવો વાયક વેદ;
હંસ કેહે અમથો નવ વળું, હું રીસાવાનું નોહુ પૂતળું.
ચૌદલોકમાં ગયાની ગત્ય, તાહારૂં કારજ થાશે સત્ય;
નળ કેહે હો પંખીજંન, શરીર સુનાનું ચંચ રતંન.
એહેવી તમારી દીસે દેહ, કાંહાંથી વર પામ્યા ભાઈ એહ;
હંસ ભણે સાંભળ હો નળ, સરોવરમાં છે સુનાનાં કમળ.
નિત્ય ભોજન કરવું તેહ, જેવું જમવું તેવી દેહ;
પાળપગથીએ જડ્યાં રતંન, ચંચ ઘસું અમો પંખી ચિન્હ.
તેહેની વળગેછે રેખાય, માટે રત્નજડિત ચંચાય;
હવે મા પુછશો આડી વાત, કામ શૂં છે કાહોની ભ્રાત.
નળ કેહે એક વિદર્ભ દેશ, કુંદનપુર ભીમક નરેશ;
તેહેને દમયંતી દીકરી, કારણ રૂપે તે અવતરી.

(ઉથલો.)

કારણ રૂપે તે અવતરી, વણ દીઠે મોહ થયો અમને;
તે નારીસું વેહેવા મેળવો, એહેવું માગુંછૌં તમકને.

---

## કડવું ૧૦ મું.

(રાગ–રામગ્રી.)

હશીને બોલ્યા વિહંગમ વાણીજી;
ભ્રાત શું માગ્યું લજ્જા આણીજી.[2]

---

૧ 'જદપિ' (૧૮૦૬).

૨ (૧૭૫૫–૧૮૦૬–૫૬ માં); પણ બા૦ અને ૧૮૨૧–૯૨ની પ્રતોમાં ચાર લીટી છે અને પહેલી લીટી તો બધીમાં તેની તેજ

( ઢાળ. )

માગી માગીને શું રે માગ્યું, એક દમયંતી નારી;
દેવકન્યા આણી આપું તો, કોણ ભીમકકુમારી.
વિદ્યાધરી ને કિંન્નરી, ગાંધ્રવી ને રૂપ નિધાન;
તે નારીનાં રૂપ આગળ, દમયંતી મૂકે માન.
કોટી કન્યા પરણાવું, પદ્મની ગૌર ગાત્ર;
તેહેની કાંતિ આગળ દમયંતી, તે દીસે દાસી માત્ર.
અતળ વિતળ સુતળ તળાતળ, રસાતળ પાતાળ;
ત્યાં પેશીને નાગકન્યા આણી આપું, કોણ ભીમકની બાળ.
નળ કેહે હું સકળ શ્યામા, પામ્યો પંખી રાય;
કોટી કારજ તેં કર્યાં મેળવ, વૈદર્ભીસું વેહેવાય.
એક માસનો વાયદો, હંસે કર્યો સુજાણ;
ત્યારે નળ કેહે ત્રીસ દહાડા, ત્રીસ જુગ પ્રમાણ.
ત્યારે દિવસ આઠની અવધ કરી, કેહેતો ગયો ગુણવાન;
પીઠી કરજો રાજાજી, તત્પર કરજો જાન.
ભૂપ કેહે પ્રયાણ તે, હંસ મેં ન કેહેવાય;
હું તો તું વિના એહેવો, પ્રાણ વિનાની જેમ કાય.
હવે એમ જાણી વિલંબ મા કરશો, રખે કરતા કોસું સ્નેહ;
જો અવધ વટશે આવ્યાની તો, પડશે માહારો દેહ.
વિશ્વાસ આપ્યો વીરને, પછે પરવરયો ખગેશ;
થોડે કાળે આવીઓ, જાંહાં વિદર્ભ દેશ.
ભીમક રાયના ઘરની વાડી, ત્યાં દમયંતીનું ધામ;
તે વાડી મધ્યે આવી હંસે, લીધું નળનું નામ.

---

છે, પણ ત્રણ લીટી જુદી જુદી આ છે: 'સમરથ સાચો સારંગ પાણીજી' 'બુધ તમારી નૃપ નહીં આગીજી,' 'માગી માગીને સ્ત્રી એક માગીજી.'

ચંદ્રમા મસ્તકે આવ્યો, પૂર્ણિમા મધ્ય જામની;
સખી સાથે ઘૂત રમેછે, દમયંતી જે ભામની.
તેણે સમે તાંહાં હંસલે, વિખાણ્યો નળરાજાન;
શબ્દ સુંદર સાંભળી, શ્યામાએ ધરચો કાન.
હરિવદનીએ હંસ દીઠો, બેઠો ચંપક છોડ;
આ શું સુનાનું સાવઝું, થયું ઝાલવાનું કોડ.
શોભતું ને બોલતું કરે, નળની વિખાણ;
એ પંખી કર ચડે નહીં તો, તજું માહારો પ્રાણ.
અબળા હેઠી ઉતરી, ઝાંઝર કાહાડચાં તતકાળ;
હંસે દીઠી કામની, ત્યારે બેઠો નીચી ડાળ.
દ્રોડે આડી અવળી અંગના, કરે ઝાલવાનો ઉપાય;
હાથમાંથી હંસ નાહાસે, ચપળ નવ ઝલાય.
પંખી કેહેરે પ્રેમદા, અમો કમળના રેહેનાર;
નળવિના કો ન ઝાલે તું, કોણ ગ્રેહે જે નાર.

( ઉથલો. )

ગ્રેહેનાર તું કોણ મૂર્ખી, તુંને કાંહાંથી નળની શુદ્ધ રે;
વચન સુણીને વામાએ, વિચારી ઝાલવાની બુદ્ધ રે.

---

## કડવું ૧૧ મું.

( રાગ–મારૂ, ચાલ ટુંકી. )

ચતુર ભીમકની કુમારી, તેણે અકળીત વાત વિચારી;
નથી હંસ દેતો મુને સાહાવા, પણ નવ દેઊં એહેને જાવા.
પંખી ધીરે કમળને કાજે, હાથ આપ્યા મને મહારાજે.
જોગવાઈ જગદીશે મેળી, માહારી કમળ જેવી હથેલી;
શરીર સગળું કહીંએ સંતાડું, પાણપંકજ એહેને દેખાડું.

( શરીર દેખાય નહિ એવી રીતે વાડીમાં બેઠી. )
મસ્તક મુકચું પલાશનું પાન, વિકાશી હયેલી કમળ સમાન.
મધ્ય મુકચું જાંબુનું ફળ, જાણે ભમર લેછે પીમળ;
પોતે નાસિકાએ ગણગણતી, ભામા ભમરાની પેરે ભણતી.
હંસે હરિવદની જાણી, ન હોયે પંકજ પ્રેમદાનો પાણી;
બેસું જઈ થઈ અજ્ઞાન, પરણાવવો છે નળ રાજાન.
આનંદ આણી અંબુજ ભણી ચાલ્યો, બેસતાં અબળાએ ઝાલ્યો;
દમયંતી કેહે શે ન નાઠો, હલ્યા ગાઠુઓ થઈને ગાઠો.
મુને દ્રોડાવી કીધી દૂખી, મુઆ પેહેલાં હું ન ઓળખી;
તાહારા અવગુણ નહીં સંભારૂં, મુને બાપના સમ જો મારૂં.
હંસ કેહે શું જાઓછો પૂલી, નથી બેઠો હું ભ્રમે ભૂલી;
હુંમાં પ્રાક્રમ છે અતિ ઘણું, ચંચ પ્રહારે તાહારા હસ્ત હણું.
દમયંતી કેહે હંસ ભાઈ, તાહારે માહારે થઈ મિત્રાઈ;
અન્યો અન્યે તે બોલજ દીધો, હાથેથી મૂકીને ખોળે લીધો.
તમો વિખાણ કીધું સબળ, તે બીઆ કોણ છે નળ;
તેહેનાં કોણ માત ને તાત, મુને વિખાણી કોહો વાત.
હંસ બોલ્યો મુખે તવ હશી, અબળા દીસે ઘેલી કશી;
તેહેના ગુણ બ્રહ્મસભામાં ગવાય, નળ તે વિષ્ણુ આગળ વખણાય;
એ બીઆ મોટા ચતુર સુજાણ, જે હું નળની કરૂં રે વિખાણ;
નળ દીઠો નહી તે નર રોઝ, સાંભળ્યો નહીં તે વ્રખડોજ.[1]
જોયો નહીં તેહેનાં લોચન કેહેવાં, મોરપીછ ચાંદલીઆ જેવાં;
એટલામાં મન વેહેવળ કીધું, ચિત્ત મહિલાનું આકરશી લીધું.
બેહુ કર જોડીને નમયંતી, હંસ પ્રત્યે કેહે દમયંતી;
હું પુછું છૌં બીહીતી બીહીતી, નળની કથા કોહો અથ ઈતિ.

---

૧ ‘ સાંભળ્યો નહી તેના કાન તે વ્રખનાં ડોઝ ’ અને ‘ તેના કાન તે વ્રખના ડોઝ ’ એવા પાઠ કેટલીક પ્રતોમાં છે.

છે બાળક વૃદ્ધ જોબન ધામ, શે અર્થે નળ ધરાવ્યું નામ;
તમે આવડો જીભે વરણ્યો, છે કુંઆરો કે પરણ્યો.
એહેવાં વચનને સાંભળી, ત્યારે હંસ બોલ્યો કળકળી.
નળ છે કુંઆરો નથી કન્યા, છે બ્રહ્માનો મોટો અન્યા.
અમો કોટાનકોટ નારી નિરખી, ન મળે નળને પરણવા સરખી;
એકવાર બ્રહ્માએ શું કરીઉં, સકળ તેજ એક પાત્રમાં ભરીઉં;
તે તેજનો ઘડયો નળરાયે, કાંઈ એક રજ વાધી પાત્રમાંહે.
તેની એક થપોલી હવી, આકાશે ઉપન્યો રવી;
વાહાણે સાંજે નળ બાહેર નીસરે, તેજવંત વનમાં ફરે.
સૂરજ ઝાંખી કાહાડે કોર, વાહાણું સાંજ તેણે ટાહાડો પોહોર;
અદૃષ્ટ જ્યારે થાય રાજંન, નિશ્ચંત ભાનુ તપે મધ્યાન્હ.

(ઉથલો.)

મધ્યાને નળ જાય મંદિરમાં, માટે સૂરજ તપે ઘણું;
હંસ કેહે હો હરિવદની શું, વિખાણુ કરૂં તે નળતણું.

---

## કડવું ૧૨ મું.

(રાગ—જેત[1]શ્રી.)

હંસ કેહે હો ભામની, બ્રહ્માંડ ત્રણ જોયાં સહી;
નળની તુલના મેળવું પણ, મહિતળ તુલના કો નહીં.
જુગમ રવિસુતરૂપ આગળ, જાય નાંખી વાટ;
ગંભીરતાએ વર્ણવું પણ, અર્ણવમાં ખારાટ—તુલના૦
શીતળતાએ શશિ હાર્‍યો, મુકે કળા પામે કષ્ટ;
તેજથી આદિત ફરે નાહાઠો, મેરૂ કેરી પૃષ્ઠ-તુલના૦
ઐશ્વર્ય યુદ્ધે ઇંદ્ર હારયો, ઉપાય કીધા લાખ;

---

૧ કેટલીકમાં 'ગોડી' છે.

નળ આગળ મહીમા ગયો માટે, મહાદેવ ચોળે રાખ–તુલના૦
( એમ સર્વને અનળ પ્રગટ્યો માટે તેણે નળ નામ ધરાવ્યું છે ).
જપ તપ વ્રત જેણીએ કર્યાં હશે, સેવ્યો હશે પરવત;
તે નારી નળને પરણશે જેણે, મુકાવ્યું હશે કાશી કરવત–તુલના૦
બ્રહ્માજીની સૃષ્ટિમાં કો, ન મળે જાચક રૂપ;
નળને દાને દારિદ્ર છેદ્યાં, ભિક્ષુક કીધા ભૂપ–તુલના૦
હંસ કેહે ફોકટ ફાંફાં જેમાં, વામણો ઈચ્છે આંબાફળ;
તેમ તુજને ઈચ્છા થઇ, ભરતાર પામવા નળ–તુલના૦
ત્યારે નરમ થઈ દમયંતી બોલી, નિર્મળ નળ ભૂપાળ;
જેમ તેમ કરતાં બાઈ માહારો, તાંહાં મેળ વેવીસાળ–તુલના૦
હજાર હંસ હું સરખા ફરેછે, નૈષધપતિના દૂત;
ખપ કરી પરણાવીએ, તો તું સરખું કંઈ ભૂત–તુલના૦
વચન સુણી વિહંગમનાં, અબળાએ મુક્યો અહંકાર;
ભુંડા એમ શું મુને નિભ્રંછાં,[1] આપણે થઈ મિત્રાચાર–તુલના૦
સ્નેહ તે સત કર્મનો એમ, વદે વેદ ને ન્યાય;
એમ જાણી પરણાવ મુજસું, લાગું તાહારે પાય–તુલના૦

( ઉથલો. )

પાયે લાગું ને નળ માગું, હવે આવી તાહારે શર્ણું રે;
નહીંતર પ્રાણ જાશે માહારા, ને પીંડ પડશે ધર્ણું રે.

---

## કડવું ૧૩ મું.

( રાગ–વેરાડી. )

હંસ ભણે હો બેહેન માહારી, ભીમકરાજ કુમારી;
નિશ્ચે નળને પરણાવું બાઈ, મુને દયા આવેછે તાહારી-હંસભણેહો૦

---

૧ ‘ઉવેખે’ ( કેટલીક પ્રતમાં ).

અમો મળતાંને પ્રાણજ આપું, પુરૂં મનની આશ;
તાહારો મોહ લગાડું નળને, નાંખી ઉંચા નીચા પાશ-હંસભણે૦
એક જડીમુળી સુંઘાડું નળને, તતક્ષણ થાશે ગેહેલો;
આફ્ણીએ આંહાં આવીને રેહેશે, વેહેલો સર્વની પેહેલો[1]-હંસભ૦
નળને તું નિરધાર પરણશે, એ માહારો સંકેત;
રખે ત્યાર પેહેલી કોને વરે, પછે હું થાઉં ફજેત-હંસભણે૦
આવશે નળનાં રૂપ લેઈને, દેવતા મોટા ઘાતી;
વણ તપાસે વરીશ મા, રખે ડાહી થઈ વહવાતી-હંસભણે૦
નળ અમરનો વેહેરો શું છે, ઓળખાવ્યો તે વેશ;
દેવનાં વીરજ વસ્ત્ર ને અંત્રિક્ષ ઉભા, નવ મળે નીમેશ-હંસભણે૦
સ્વયંવર તું ઘેર મંડાવે, વળી કરે એક વાનું;
તાહારો પિતા નોહોતરૂં મોકલે, તું પત્ર મોકલે છાનું-હંસભણે૦
હંસરાયનાં વચન સુણીને, વામા કરે વીદાય;
જાઓ કહું તો માહારી જીભ કાપું, પણ ગયાવિના કામ ન થાય-હંસ૦
વિશ્વાસ આપીને વાત વેહેવાની, રખે જાતા વીસરી;
સ્વયંવરમાં નળ નહીં આવે તો, પ્રાણ જાશે નીસરી-હોરે વિહંગ૦
માત તાત ને સગા ભાઈ હું, તેહેને લાજતું કેહેતી;
કેમ કહું નળને પરણાવો મુને, સરવે કેહે અહલેતી-હોરે વિહંગ૦
તાહારી આશાસૂત્રનો તંતુ, પ્રાણ રહ્યો છે વળગી;
વેહેવા વાત મિથ્યા સાંભળતાં, દેહ થાશે પ્રાણથી અળગી-હોરેવિ૦
વિશ્વાસઘાતનું પાપ છે મોહોટું, તમો ડાહ્યાને શું કહીએ;
વૃદ્ધની વાત કહી જાઓ છો, નથી કીધી નાહાને છીએ-હોરેવિ૦
હંસ કેહે હો ભામની, નિશ્ચે રેહે તું વિશ્વાસે;
એમ કહીને ખગ તાંહાંથકી, ઉડી ગયો આકાશે-હોરે વિહંગમ૦
આવી મળ્યો નળરાજાને, વાત કહી જે વીતી;

૧ 'સ્વયંવરમાં સૌ પેહેલો' (૧૮૭૫)

સમાચાર કહ્યો જઈ હંસે, નળને અથ ઈતિ-હોરે વિહંગમ૦
પંખી કેહે પુણ્યશ્લોકજી, વીતી વાત શું કરૂં;
દિન દશ પાંચમાં આવ્યું દેખશો, પરણ્યાનું નોહોતરૂં-હોરે વિ૦

( ઉથલો. )

નોહોતરૂં આવશે પરણવાતણું[1], હંસે વાત નળને કહી;
પૂછે નળ રૂપ વર્ણવી કેહે, કેહેવી છે રઢ મુજને થઇ.

---

## કડવું ૧૪-૧૫ મું.

( રાગ–મલ્હારની દેશી. )

બંન્યો મિત્ર મળીને બેઠા, પૂછે નળ ભૂપાળજી;
વીર વિહંગમ કોહોને વારતા, કેમ મેળ્યો વેવીસાળજી.
ગામ ઠામ ને રૂપ ભૂપ ગુણ, ગોત્ર ને આચર્ણજી;
સર્વાંગે સંપૂરણ શ્યામા, માન્યું તાહારૂં અંતસ્કર્ણજી.
કેમ ગયો કેમ દૂત થયો, વાત કેહે મુને માંડીજી;
તે કન્યા કેમ બોલી તુજ સાથે, લજ્જા મનની છાંડીજી.
પંખી કહે સાંભળીએ સ્વામી, કન્યા વર્ણન વિવેકજી;
શેષ છેક ન પામે સ્તવતાં, શું કહું જિહ્વા એકજી.
કુંદનપુર તે કુંદન કેરૂં, જોતાં મોહ ઉપજાવેજી;
વૈકુંઠ તાંહાં આણ્યું પ્રસ્થાને, અમરાપુરીને લજાવેજી.
ચ્યાહારે વર્ણ ધર્મને પાળે, જે પોતાનાં કર્મજી;
સુખનિવૃત્ત નિરભે પ્રજાને, આણુ ભીમકની ધર્મજી.
આનંદ ઓચ્છવ ને હરિસેવા, ઘેરઘેર વાજીત્ર વાજેજી;

---

૧ 'સ્વયંવરનું' ( ૧૮૭૫-૯૨. )

વાસવ વિષ્ણુ વિરંચી ઈછે, વાસ સુખને કાજેજી.
વિદ્યા મુકાવી નિશાચરની, તે શીખ્યા દિશાચરૂ કામજી;
જુગ્મ કપાટ વિજોગ પુરમાં, જુઆં રહે અષ્ટ જામજી.
કર્મ ત્યાગ પારધીએ કીધાં, ગુણિકાએ ગ્રહી લજ્જાજી.
ઉચ્ચાટ એક અધર્મીને વર્તે, સકંપ એક ધ્વજાજી.
ભુવન ભવ્ય ભૂપ ભીમકનાં, ભુવન ત્રણ વત્રેકજી;
ઘરની વાડી પરમ મનોહર, મધ્યે અવાસ એકજી.
સપ્ત ભોમ તે વ્યોમ સમાને, ફરતી બારી જાળીજી;
દશ સહસ્ર નારી આયુધધરી, કરે કન્યાની રખેવાળીજી.
ચંદન ચંપક ચારોળી ને,[1] વટ વાળો વેલડીજી;
ફણુસી ફોફળી ને શ્રીફળી, આંબા સાખ સેલડીજી.
બીલી કોઠી દ્રાખ ડાડમી, નારંગી ને નેત્રજી;
અખોડ ખજુર ને લવંગલતા, બહુ ખારેકનાં ખેત્રજી.
શીતળ જળાશય કમળ કેતકી, કુસુમ પૂરણ કુંજજી;
મળીઆગર મોગરા માલતી, ખટપદ ગુંજાગુંજજી.
વેલ વાળી એખરો કળી, શીતળ વાય સમીરજી;
વયણ પંખી રયણ બોલે, ડોલે રાજા ગીરજી.
સાગ સીસમ ને સરઘુઆ, સાદડીઆ તાલ તમાલજી;
કરેણ કામ બાબચી બદ્રિકા, જાવંત્રી જાયફલજી.
વાડ વાટિકા વંક વોલામણી, કેળ વંન બીજોરીજી;
બેલડીએ સાહેલડી વળગી, હીંડે ગુણુવંત ગોરીજી.
તે વનમાંહે હું ગયો ને, હવો તે હર્ષ પૂર્ણજી;
વૃક્ષ જુથમાં પેશી બેઠો, ગોપવીને ચર્ણજી.
દાસી સર્વ થઈ નિદ્રાવશ, ઇંદુ આવ્યો માથેજી;
દમયંતીએ દ્યૂત આરંભ્યો, માધવી સખીને સાથેજી.

---

૧ 'ને' ને બદલે 'વાણુસડો,' 'વરસોળી' કેટલીક પ્રતોમાં છે.

તેણે સમે મેં તમો વર્ણવ્યા, શ્યામાએ ધરીઆ શ્રવણજી;
ઊઠી બાળી અટાળીએ આવી, જોતી નેત્ર તીક્ષણજી.

( ઢાળ. )

ભાગ્ય બળ ભૂપ તમતણું, વશ વૈદર્ભી હવી વળી;
વેવીસાળ મેળ્યું દૂતત્વ ફળ્યું, ન શકે તેહેનું મન ચળી.
કાલ નિમંત્રણ આવશે, કરો તત્પર જાન;
એ વાતનો નિશ્ચે આણજો, સાખી શ્રીભગવાન.
આનંદ નળ પામ્યો ઘણું, સ્વપ્ન સરખું ભાસે;
વિશ્વાસ મન હોતો નથી, વેહેવા કહીપેર થાશે.

( ઉથલો. )

થાશે સંબંધ ભીમકસુતાનો, એ આશ્રજ સર્વથા રે;
કેહે ભટ પ્રેમાનંદ કહું, દમયંતીની કથા રે.

---

## કડવું ૧૬ મું.

( રાગ–ગોડી લેહેકણી. )

( દમયંતી કાંઇ માંદી થઈ ત્યારે તેની મા તેને જોવા ગઈ. એ મુલાકાતમાં વાતચીત થઈ તેપરથી મા ચેતી કે હવે દીકરાને લગ્ન કરવાની ઈચ્છા થઈ છે ).

વચન સુણીને સમજ્યાં રાણી, પુત્રી થઈ પણનારી;
ભામનીએ કહ્યું ભીમકને પુત્રી, કાંહાં લગી રાખશો કુંઆરી.
વાહાણું વાયને દુખવા આવે, જો જીવે આવારફી;
કોહોને ભાએગે કાળથી ઉગરે, પરણાવી કરો પારકી.
દીકરી માણસ મોટી થઈ ત્યારે, પીહેર નવ સોહાયે;
સ્વયંવર કરીને પરણાવો, જાંહાં એની ઇચ્છાયે.
રાયે પુત્ર તેડાવ્યા પોતાના, કહ્યું બેહેનને પરણાવો;
દેશ દેશના જે રાજા, દૂત મોકલી તેડાવો.

અન ધંન તૃણ સામગ્રી, મંડપને રચાવો;
ધવળ મંગળ ગીત નફેરી, અપછરા નચાવો.
સ્વયંવરની સામગ્રી માંડી, મોટા મળ્યા રાજાન;
નળને તેડવા ભીમકે મોકલ્યો, સુદેવ નામે પ્રધાન.

( ઉથલો. )

પ્રધાન નૈષધ મોકલ્યો નારદે, કીધું હતું વિખાણરે;
દમયંતીએ પત્ર પાઠવ્યો, વાંચી નળે દીધાં નિશાણરે.

---

## કડવું ૧૭ મું.

( રાગ–સારંગ, ચાલ ટુંકી. )

આવી સુદેવે આપ્યો કાગળ, હ્રદયા ચાંપી વાંચે નળ;
સ્વસ્તશ્રી નૈષધપુર ગામ, પુણ્યવંત ને પુણ્યશ્લોક નામ.
છે કાલાવાલાની કંકોતરી, લખીતંગ દમયંતી કિંકરી;
આંહાં આવી ગયા ખગપત, કેહે તે વારતા માનજો સત.
મેં તમને સમરપ્યું ગાત્ર, આ સ્વયંવર તે નિમિત્ત માત્ર;
મીનનીરની કરજો પ્રીત, માહારા સરખું કરજો ચિત્ત.
વાંચ્યો કાગળ ને હરખ્યો નળ, તત્પર કીધું જાનનું દળ;
અતિ શીઘ્રે સાંચરે રાય, શુકને મળી સવચ્છી ગાય.
કોરંગ કોરંગનીને સાથ, સાહામાં ઉતર્યાં દક્ષિણ હાથ;
નળ પોહોતો વિદ્રભા દેશ, તાંહાં મળ્યા મોહોટા નરેશ.
ચોહોફેર સબીરનાં ધામ, વસ્યા રાજા તેટલાં ગામ;
સાગરમાં નાવ હોયે જેમ, ભીમકનું નગ્ર દીસે તેમ.
ગજદળ હયદળ ને માનવ, તેણે અંન થયું મોઘું દવ;
રસકસ સાહામું નવ જોવાય, તૃણ જળ ટાંકે તોળાય.[1]

---

૧ 'ત્રાંસે' (૧૮૦૬); 'કાંટે' (૧૮૨૧).

રંક લોકની ચાલે અરજના, માગ્યાં મૂલ આપે ગરજના;
ભીમક લે સર્વનો તપાસ, જે જોઈએ તે ફેરવે દાસ.
નગર ભરાયું ખચખચી, રાયે મંડપરચના રચી;
હીંડોળા બાંધ્યા દ્વારણે, કદળીસ્તંભ રોપ્યા બારણે.
ચિત્રામણ ચિતરિયાં ભીત, નાના પ્રકારની કરી રીત;
મંડપ લીંપ્યો કનકની ગાર, સાહામા સાહામી આસનની હાર.
જેહેને જાંહાં બેઠાનો ઠામ, તાંહાં રાજાનાં લખિયાં નામ;
એ કથા એટલેથી રહી, એક નવી વારતા થઈ.
નારદને કલહની ટેવ, ગયા સ્વર્ગ જાંહાં બેઠા દેવ;
પૂજ્યા અરચ્યા પ્રીત અપાર, તવ ઇંદ્ર પૂછે સમાચાર.
કહો ઋષિ પૃથ્વીની પેર, કો પુરુષ ન આવે અમારે ઘેર;
પૃથ્વીમાં પડતી સાધુની કાયે, તે આવતા સ્વર્ગ માંહે.
અમરાવતીનો સુનો ઘાટ, જમપુરની વેહેછે વાટ;
જમપુર ભરાઈ વશ્યું, આહાં કો નાવે તે કારણ કશું.
કેહે નારદ સાંભળીએ સત્ય, હવડાં મનીશ જાયે અવગત્ય.
દમયંતી દમયંતી કરતા મરે, તે સર્વ જમપુરી સાંચરે;
જેણે દમયંતી દીઠી નથી, જીવતા મુઆ તે સર્વથી.
ત્યાં સ્વયંવર મંડાયો આજ, મળ્યા છે પૃથ્વીના રાજ;
શું અપ્સરાનાં વોહોછો વના, દમયંતીની દાસી દેવાંગના.
વિદર્ભદેશ ને કુંદનપૂર, જાઓ જોવા શું બેઠા સૂર;
કહી નારદ થયા અંતરધાન, છાના દેવ થવા સાવધાન.
સંભારી રૂપ મનમાં ફૂલતા, ચાહારે દેવને લાગી લૂલતા;
ઇંદ્ર અગ્નિ વરુણ ને જંમ, ઊઠી ચાલ્યા જે જ્યમ ત્યમ.

( ઉથલો. )

તેમ ચાલ્યા દેવતા, ધરી જુજવાં રૂપ રે;
વિદર્ભ ગયા મનભંગ થયા, દેખી નળનું રૂપ રે.

## કડવું ૧૮ મું.

( રાગ-સારંગ, ચાલ મોટી. ).

નળને જોવા ઇંદ્ર રહ્યા છે, એટલે આવ્યા જંમજી;
અગ્નિ વરૂણ પૂંઠેથી આવ્યા, પૂછે માહોમાહે કયંમજી.
અન્યોઅન્યે ચોરી કરતા, બોલ્યા જુજવાં કામજી;
ચાહારે દેવ માહોમાહે છેતરયા, લે પરણ્યાનું નામજી.
અગ્નિ કેહે શું અધર્મ બોલવું, સર્વે દમયંતીના લોભીજી;
પણ મનના મનોરથ રાખો મનમાં, નળ આગળ કાંતિ ન શોભીજી.
પછે તાળી દેઈ હસ્યા માહોમાહે, કપટ કીધું ત્યાગજી;
સ્વયંવરમાં ચાહારે જઈ જોઈએ, કોહોનું ભળશે ભાગ્યજી.
વરૂણ ભણે વૈદર્ભી વસ્યાની, મૂકો મનની આશાજી;
પરણશે નળ આપણે ફજેતી, છેદાશે અધરસું નાસાજી.
અગ્નિ કેહે હો વાસવ રાજા, મૂકો હૈયાનો હર્ષજી;
દમયંતીને તમો ન પામો, જો તપો શત વર્ષજી.
જદપી મનસા નળની મૂકી, આપણ ઉપર ધરેજી;
ગુણ વોહોણી જો હોય દમયંતી તો, બલ્કા આપણે વરેજી.
લક્ષણ વોહોણી દમયંતી, રૂપ યૌવન ઉનમત્તજી;
ગોળ મુકીને ખોળને ખાયે, નોહે ચતુર પશુવતજી.
બેહુ પ્રકારે એહેને ન વરવી, માટે પાછાં ફરવુંજી;
માણસ વરે ને દેવ ફરે એથી, આપે ભલું મરવુંજી.
શક્ર કેહે નળરાજાને, જમરાજ લો જમલોકજી;
આફણીએ આપણને વરસે, થશે હંસનું કીધું ફોકજી.
વરૂણ ભણે એ શી લોલતા, વણ ખૂટે મરે કયંમજી;
એમ ચાલતું હોય તો લેઊં દમયંતીને, એમ કેહેવા લાગા જંમજી.
અગ્નિ કેહે ભલું શ્રમ કીજે, કદાપી થાય સાચુંજી;

દમયંતી ભણી દૂત થૈને જાય, નળને જૈને જાચુંજી.
પછે નળ પાસે આવ્યા સ્વર્ગવાસી, વેશ વિપ્રનો ધારીજી;
ત્રિપુંડ્ર તાણ્યાં પુસ્તક કરમાં, ગ્રહી સુંદર ઝારીજી.
નળે નિર્મળ બ્રાહ્મણ દીઠા, આદર દીધાં માનજી;
આસન આપી પૂજા કીધી, પછે પૂછે રાજાનજી.
કામકાજ અમસરખું કહીએ, હરિ મોહોટા છે કરનારજી;
વિપ્ર કેહે અમો આવ્યા છૌં, તુંને જાણી ગુણભંડારજી.
નળ કેહે જે માગો તે આપું, માનજો અવસ્યમેવજી;
વચન લેઈ વિપ્રવેશ મુકીને, થયા પ્રત્યક્ષ દેવજી.
વજ્રપાશ જ્વાળા ગ્રહી, જમે ગ્રહ્યો જમદંડજી;
જળહળ મંદીર થઇ રહ્યાં, જાણે ઉદયા માર્તંડજી.
ચકીત રાજા થૈ રહ્યો, કરતો દંડ પ્રણામજી;
નળ વિના કો દેખે નહીંરે, દેવરૂપનાં ધામજી.

( ઉથલો )

રૂપધામ તે દેવતા, વિનતી નળરાયને કરે રે;
તું દૂત થઈ જા કન્યાને જો, દમયંતી અમને વરે રે.

---

## કડવું ૧૯ મું.

( રાગ—એહાગડો, ચાલ ટુંકી. )

દેવ કેહે હો રાજા મિત્ર, પુણ્યસ્લોક પરમ પવિત્ર;
કૃપા કરી કન્યા કને જાઓ, વેવીસાળીઆ અમારા થાઓ.
ભાગ્ય હોશે તેહેને વરશે, જેહેનાં કર્મનું પાનડું ફરશે;
નળ કેહે રક્ષક બળીઆ હોય, મુને પેસવા નવ દે કોય;
દેવ કેહે જાઓ જોગીને વેખે, દમયંતી વિના કો નવ દેખે.
ચાહારે કરે નળને સણસારા, એ ગુણ અદકા બોલજો માહારા;

એહેવું સાંભળી ચાલ્યો નળરાય, ત્યારે દેવને વિમાસણ થાય.
રૂપવંત નળનેરે જોશે, કન્યાનું મન સદ્યે મોહોશે;
વાત કેહે નહીં આપણી વરણી, વેવીસાળીઓ બેસશે પરણી.
દૃષ્ટે દૃષ્ટ જ્યાંરે મળે, ગુણ આપણા નવ સાંભળે;
નળને લેવરાવ્યો જોગીનો વેષ, શીખવ્યો તામસ કરજે તેષ.
રૂપ પાલટીને નળ પળીયો, દેવે અનુચર એક મોકલીયો;
દૂતને દેખે નહીં નળરાય, આગળ પાછળ બંન્યો જાય.
પેઠા ઘરમાં પાધરા દોર, કો નવ દેખે દિવસના ચોર;
જ્યાં દમયંતીનું અંતઃપૂર, ત્યાં આવ્યો નળરાય શૂર.
દીઠી દેવકન્યા જેવી દાસ, જે રમતી રાણીને પાસ;
કો કામ કરતી હેઠલે માળે, કો વસ્ત્ર બાંધે ઘડી વાળે.
રેહે આપઆપણે સાજે, હાર ગુંથતી કન્યા કાજે;
એમ જોયો હેઠલો માળ, પછે બીજે ચડ્યો ભૂપાળ.
ત્યાં દાસીનું જુથ જોયું, પછે ચડ્યો જ્યાં ત્રીભોયું;
વસેછે દમયંતી નારી, સહસ્ત્ર દાસી સેવા કરનારી.
કેટલી ગાન કરે સ્વર ઝીણા, કો નાચે વજાડે વીણા;
વાતે રીજવતી ચતુર સુજાણ, કેટલી કરતી કન્યાનું વિખાણ.
એકાંત ત્યાં છે ઓરડી, હીંડોળો હીર દોરડી;
હરિવદની બેઠી હીંચે, દાસી માથામાં મોગરેલ સીંચે.
કિંકરી પાસે માથું ગુંથાવે, કેહે સેંથો રખે વાંકો આવે.
ભીંત માહે જડીઆ ખાપ, વણ ઘરે દીસે છે આપ;
આગળ દમયંતી પાછળ દાસી, સાહામાં પ્રતિબિંબ રહ્યાં પ્રકાશી.
મુને પરણત મનની રૂચે, અંત્રાઈ થયા દેવ આવી વચે;
ભલું ભાવી પદારથ થયો, નળે વિવેક મનમાં આણ્યો.

( ઉથલો )

આણ્યો વિવેક શોકને તજી, જ્ઞાન તે હ્રદયે ધરે રે;

સત્ય પોતાનું પાળવા, દેવનું માગ્યું કરે રે.

---

## કડવું ૨૦ મું.

( રાગ-સામેરી. )

બેઠાં દમયંતી શીશ ગુંથાવા, સ્વયંવરને સાંતરી થાવા;
સાહામી ભીતમાં જડી છે ખાપ, વણુ ધરે દીસે છે આપ.

( ઢાળ )

આપ દીસે વણુ ધરે, પ્રતિબિંબ જોતી દૃષ્ટ;
દાસી ને દમયંતી બેઠાં, નળ આવી રહ્યો છે પૃષ્ટ.
પ્રતિબિંબ પડ્યું દર્પણમાં, પ્રેમદાએ દીઠો ભૂપ;
ગઈ ખુણે નાહાશી તેડી દાસી, શું બેશી રહી છે મૂર્ખ.
માધવી વળતું વદે બાઈ, શામાટે નાહાશી ગયાં;
મેં કો ન દીઠું તમે દેખી, આવડું શું વિસ્મે થયાં.
શ્હેલી તાહારી મીટ મસ્તકમાં, મેં દર્પણ રાખ્યું દૃષ્ટિમાં;
સ્વરૂપ દીઠું દિવ્ય નળનું, ન મળે બીજો સૃષ્ટિમાં.
વેશ છે વૈરાગનો જાણો, નાટક કોએક લાવ્યો;
શકે તો એ પ્રાણજીવન, નળરાય નિશ્ચે આવ્યો.
સાહેલી કેહે પ્રીછો તમો, કાંઈ દીઠું છે જે ઝંખના;
નળ આવીને કેમ શકે જ્યાં, ના આવે પ્રાણી પંખના.
કામની કેહે તેં પ્રીછીઉં, તું દાસી માણસનો અવતાર;
ન માને તો આવ કૌતક, દેખાડું બીજીવાર.
પુનરપિ બેઠાં પૂઠ પૂંઠે, દર્પણમાં મીટ જોડ;
સ્વરૂપ નળનું દેખાડ્યું, જેની કાંતિ કામની ક્રોડ.
દાસી રાણી થયાં બેઠાં, ઝબકારે ઝબકી વીજળી;
દમયંતી કેહે દાસીને કાં, માહારી વાત કેહેવી મળી.
પછે સ્તુતિ માંડી સ્યામાએ, અંતરપટ આડો ધરી;

દેવ સ્વરૂપ થાઓ દેખતા, ત્યારે નળે દેહ પ્રગટ કરી.
આપી આસન કરી પૂજન, પછે પૂછે કિંકરી;
કહો દેવપુરૂપ કાંહાંથી આવ્યા, વેશ જોગીનોં ધરી.
નળ કેહેં તું નીચ માણસ, કેમ વદું હું વૈખરી;
દમયંતી પુછે તો બોલું, નહીંતર જાઉં પાછો ફરી.
દમયંતી કેહે દેવ જદપી, પણ થઇ આવ્યા સંન્યાસી;
કપટરૂપને કન્યા કેમ પૂછે, માટે પૂછે દાસી.

( ઉથલો )

દાસી સંન્યાસી જોગ છે, કેવળ નોહે અતીત રે;
વચન સુણીને નળ મન હરખ્યો, હરી લીધું ચીત રે;

---

## કડવું ૨૧ મું.

( રાગ—મારૂ, ચાલ ટુંકી. )

(નળ કહે હું ઘણાં રૂપ ધરી શકુંછું. આ વખત દેવનું માગું કરવા આવ્યો છું તેથી જોગીને વેશે છું. ચકમાંથી નીકળી વાત કરો. તમારૂં મોટું ભાગ્ય કે દેવ પરણવાને ઈચ્છેછે. એ સાંભળી દમયંતી પડદાની બહાર આવી ઊભી. ત્યારે નળે કહ્યું બેસો ને વાત કહું તે લક્ષ દઈને સાંભળો તથા તમારે પૂછવું હોય તે પૂછો.)

કન્યા કેહે કોહો જે કેહેવું, મુને ઘટે છે ઉભાં રેહેવું;
પર પુરૂષ બેઠાં કેમ બેસું, જાણે નળ તોએ કેહેશે કશું.
વારૂ થયું જે તમે મળીયા, શું નૈષધ નાથે મોકલીયા;
વળી કોહોને કાહાવ્યું જેહ, સાંભળવા ઇચ્છું છું તેહ.
વળતા બોલ્યા વીરસેનસુત, નો હું નળ દેવનો દૂત.
નળ નળ મુખ શું ભાખે, તજી સુધા વિષ કાં ચાખે;
તજી સ્વજન શત્રુને કેમ મળીએ, મુકી ચંદન કાં વળગે બાવળીએ.
તજી રત્ન કોડી કો આણે, તજી મદગળ મહીષ પલાણે;

તજી ધેનુ અજા કો બાંધે, તજી સાલ કુસકા રાંધે.
માટે હું છૌં તારો વગીયો, દેવ તેજપુંજ નળ આગીયો;
ઘેલી નળ માનવ શા લેખે, અમરને તું ઊવેખે.
વાસવ વન્હી ને વરૂણરાય, જમ આદે વર્‍યાની ઈચ્છાય;
મોકલ્યો છૌં મળીને ચાહારે, તો હું આવ્યો છૌં માનવી દ્વારે.
તું ત્રિભોવનપતિને ભજ, નળ અલ્પ જીવને તજ;
માગ અમરાવતીનો વાસ, અમર ઇશને નળ ધાસ.
સુર પરણે તુંને નહીં મર્ત, નળ વરે દુખનું નહીં નિવર્ત;
મનુપને વિજોગ પીડે, આયુપ ઉતાવળું હીંડે.
મનુપને ઘડીયે શત ઘાત. પીડે જ્વર શીત સનેપાત;
માનવ ભર્‍યો મળમૂત્ર, ઘેલી તે સાથે શું ઘરસૂત્ર.
ગંગાજળ તજી કૂપનું અણાવે. તજી કીર કો કાગ ભણાવે.
દેવ સુખ સમૂહના દાતા, નવ ઓસરે અમૃત પાતા.
ઇંદ્ર મંદિર હીંડોળે હીંચ, તુંથી દેવાંગનાવૃંદ નીચ;
પી સુધા ભોગની વારૂણી, થા ત્રૈલોકપતીની તારૂણી.
થઇશ અમર સુધાને પીતાં, પરણુ ઇંદ્રને જગ જીતાં;
છાસટ સહસ્ત્ર રંભા આદે, થઇશ તૃપ્ત વાસવ સંગ સ્વાદે.
ઇંદ્રાણીને છે તાહારી બીક, રખે દમયંતી થાતી અધીક.
પરણી ઇંદ્ર સાચવ આ તક, જોની કલ્પવૃક્ષ પારિજાતક.
રથ ઐરાવતનું સુખ લેરે, વર વાસવને હા કેહેરે;
કરી શણગાર સર્વાંગે, ઘટે રેહેવું ઇંદ્ર અરધાંગે.
વર વન્હીને હો બાળી, નહીં સમે આવે વાળી વાળી;
સર્વ દેવતાનું એ વદંન, અગ્નિરૂપ તે કોટી મદંન.
વળી વરવા ઈચ્છે છે જમ, તેહેને ના કેહેવાશે કયમ;
છે વરૂણને ઇચ્છા ઘણી, રઢ લાગીછે તમતણી.
મુકો બાળ અવસ્થાની ટેવ, ફરી માગું ન મોકલે દેવ;
હંસ મિથ્યા કરી ગયો લવ, રૂપ હીણ છે નળ માનવ.

( ઉથલો )

નળ માનવ કુબ્જ કાયા, નળ નિભ્રંછ્યો નળે રે;
પોતે પોતાનું આપ નિભ્રંછ્યું, તે દેવતાનો દૂત સાંભળે રે.

---

## કડવું ૨૨ મું.

( રાગ–રામગ્રી. )

નળને નિંદ્યો પ્રેમદા દાધીજી, દૂતત્વ ન સીધ્યું વિષ્ટી ન વાધીજી;
એ દુઃખદાધી ગુણવંત ગોરીજી, વન્હી વિજોગનો મુક્યો સંકોરીજી.

( ઢાળ )

નિંદા કીધી નળતણી છે, વિજોગ વન્હી પ્રચંમ;
કોમળ કદળી કુહાડાના, ઘાય ખમે ભાઈ કચમ.[1]
વિરહિણી ઘણી વિગ્રે થઈને, પડી પૃથવી માંહે;
સાહેલી ચાંપે હૃદે ને, મુખે વદે ત્રાહે ત્રાહે.
આશ્વાસના કરતી કિંકરી, વળી સ્યામાને સાન;
દૂત પ્રત્યે કેહે કન્યા, શું કરૂં સુરરાજાન.
અપ્રાપ્તિ અમને અમરની ને, અલ્પ માનવ કાય;
જઈ કોહો તમો દેવને જે, એ કારજ અમથી ન થાય.
ઉત્કૃષ્ટ અમર નિકૃષ્ટ નળ મેં, તમથી જાણ્યું આજ;
પણ નૈષધપતિને પિંડ સોંપ્યો, અન્યતણું નવ કાજ.
અકળ અજ ને અનંગઅરિ જો, વરવા આવે ત્રણ;
તોહે પણ મુકું નહીં ચિત્ત, ચોહોટું નળને ચર્ણ.
વીરસેનસુતનો દૂત હંસ મેં, દીધી તેને આશ;
ના કહું તો લાજે જનુની, જનમાં હોએ હાસ.[2]

---

૧ 'ધા સેહેવાસે કેમ' ( ૧૮૨૧ ). ૨ ( ૧૭૫૫ ); 'જનકનો હોએ નાશ' ( ૧૮૦૬–આ૦–૧૮૨૧ ).

તમો પધારચા દૂત થઈને, દેવનું કરવા હેત;
શકે તો નળ વિપ્રિને આવ્યા, સુરસું કરી સંકેત.
જયારથ બોલોરે જોગી, ભોગી છો ભૂપાળ;
મનમાં છો તેવા દેખુંછૌં, હસે નાંખ્યા મોહજાળ.
સંન્યાસી કેહે સુંદરી કોણ, માત્ર નૈષધપલ:
દેવ વિના નોહે મનુષ્યને, અગોપ આવ્યાની ગલ.[1]
મુધ્યહીણ બાળા દેખીયે છે, માનવ ઉપર મોહ;
સ્વર્ગ સદન મૂકીને કાં,[2] ઈચ્છે નળ ઘર ખોહ.
તું નહીં વરે તો દેવ ચાહારે, કરશે બળાત્કાર;
કલ્પવૃક્ષ તુંને તાણી લેશે, જો જાચશે સુર લગાર.
દમયંતી કેહે દેહ પાડું, જળમાં કરૂં જળસાઈ;
વરૂણ વસે છે નીરમાં તુંને, સદ્ય જાશે સાહી.
પાવક પ્રગટી કાષ્ટ સીંચી, માહે કરૂં ઝંપાપાત;
વન્હી વરવા રહ્યો બેશી, વારૂ વેવાની વાત.
કંઠપાશ કરૂં કે વિષ પીઉં, જેમ તેમ પાડું કાય;
તો અવગતે જમલોક પામે, સદ્ય વરે જમરાય.
અનશમન વ્રતે તપ કરૂં, મરૂં ગુફામાં પેશી;
તે પુન્યે તું સ્વર્ગ પામશે, ઇંદ્ર રહ્યોછે બેશી.

( ઉથલો )

બેશી રહ્યો છે સુરપતી, તું મુએ ન છુટશે ગેહેલીરે;
અંતે અમર વરે ખરા માટે, પરણ પ્રેમદા પેહેલી રે.

---

## કડવું ૨૩ સું.

( રાગ-દેશાખની, ચાલ ટુંકી* ).

દૂત કેહે સાંભળ સુંદરી, અમર ન મૂકે પરણે ખરી;

૧ ‘ અગોચરની ગલ ’ ( ૧૮૦૬ ).  ૨ ‘ સ્વરગ સદન વાસ મૂકી ’ ( કેટલીક પ્રત ). * ‘ રાગગોડી ’ (બા૦, ૧૮૨૧)

તવ કન્યા કેહે જોગી જંન, તમારૂં નળના જેવું રે વદન.
જેવું હંસે રૂપ વર્ણવ્યું, તેવું તમારૂં દર્શન હવું;
નોહું નળ દેવનો દાસ, નારી કેહે ન આવે વિશ્વાસ.
બ્રહ્મા કરે કોટી ઉપાય, નળ જેહેવો અન્ય નહીં નીરમાય;
જો સતવાદી હો તો સતને વદો, તાતના સમ જો મિથ્યા વદો.
સાંભળી નળને આવ્યું હાસ્ય, દેખી દમયંતી ગઈ પ્રભુપાસ;
શીદ નાહાસોછો અહરા પરા, પ્રીછ્યા સ્વામી તમે ખરા.
તોએ નળ સતથી નવ ચળે, તે સર્વ દેવનો દૂત સાંભળે;
ધશી દમયંતી ગઈ પ્રભુપાસ, નળ અંતરધાન હવો આકાશ.
જ્યારે મીટામીટજ ટળી, ત્યારે ભીમકતનયા ધરણી ઢળી;
મૂળ સ્વામીની લેછે રે સદા, મળીજાતાં વાધી આપદા.
દાસી પ્રતિબોધે છે સબળ, બાઈ તમને વરશે નળ;
વદે વૃહદસ્વ હો ધર્મરાય, નળ પેહેલો દૂત શીઘ્રે જાય.
વદે સેવક ઇંદ્રને નમી, શે અર્થે રહ્યાછો ટમટમી;
નળનું કાંઈએ ન લાગું કહેણ, ન છૂટે હંસે ઝાલ્યું પ્રેમ રહેણ.
કામિની કુંદન નળ હીરો સાર, જડનારો હંસ સોવ્રણકાર;
નળે દૂતત્વ મન મૂકી કર્યું, પણ કન્યાયે શ્રવણે નવ ધર્યું.
જેમ ગતે કરિ બળીયો મારૂત, તેમ સત્યે વીરસેનનો સૂત;
નળને સત્યે મેઘ વૃષ્ટિ કરે, નળને સત્યે ધરા શેષ ધરે.
નળ નોહે તો મેરૂ નિશ્ચે ડગે, ધર્મ રહ્યો છે નળરાય લગે;
તમે ન પરણો તે કરમનો વાંક, બાકી નળે વાળ્યો આડો આંક.
એહેવે સમે રાય આવ્યા તહીં, અથઈતિ વારતા સહુ કહી;
સ્વામી માહારૂં કહ્યું મન ન ધરે, બીજો મોકલો જેનું કહ્યું કરે.
માહારે વિષે લીનતા તો હવી, બીજી ન ગમે વારતા નવી;
ત્યારે દેવતા કરે વિચાર, ફરી જાતાં હસે સંસાર.
આપણો શ્રમ કેમ જાએ વ્રથા, તે માટે વરવી સરવથા;

જો કન્યાને ગમ્યો નળ ભૂપ, તો આપણુ લીજે નળનાં રૂપ.
દેવ કેહે સુણો નૈષધરાય, અમો ધરૂં તમારી કાય;
નળ કહેરે કાં નહીં'સ્વામ, મેં આવવું તમારે કામ.
પંચ નળ રહીએ એક હાર, ભાગ્ય હશે તેને વરશે નાર;
માનવને કયાંથી સુરની સંગત. દેવ ચારની પામું પંગત.
બોલબંધ કીધો નળદેવ, કાલે એમ કરવું અવસ્યમેવ;
એ કથા રહી ધર્મ એટલે, હવે કન્યાની કોણ થઇ વલે.
ગઈ દમયંતી જાંહાં છે માત, સ્વયંવરની કીધી વાત;
લાડ વચન કન્યાનાં ગમે, ઘરમાં ભીમક આવ્યા તેણે સમે.
પુત્રીને શીર મૂકયો ભૂજ, કાલે વરને વરજે તુંજ;
ઝંખના તુંને છે જેહતણી, તે આવ્યો છે નૈષધધણી.
પુત્રી મનમાં પ્રસંન થઈ, પોતાને અંતઃપુર ગઈ;
રાય ભીમક સભામાં આવ્યા, રાત પડાદાર[1]ને તેડાવ્યા.
આગન્યા દીધી વૈદર્ભરાય, જાઓ વજાડો પડો સેન્યામાંહે;
આવજો સભામાં રાજ કુમાર, કાલ કન્યા આરોપશે હાર.
પ્રાણીમાત્ર આવજો સજ થઈ, જાઓ પડો વજાડો એમ કહી.
જેણે શિબીર[2] ઉતર્યા રાય ઘણા, ત્યાં સેવક ફરે ભીમકતણા.
ઠામઠામ પડા વાજતા, ક્ષત્રી શણગારે સાજતા;
મળસ્નાન કરે ને અંગ ઉલટ, ફરી ફરી બાંધે મુગટ.
રાતમાં શીખે ચાતુરી ચાલ, રખે વીસરી જાતા કાલ;
આખી રાત થયા સાંતરા, ઢળી ઢળી પડે છે ઊજાગરાં.

( ઉથલો )

ઉજાગરા આખી રાતના, શણગાર સજતાં થયું વાહાણું રે;
સ્વયંવરમાં ભૂપતી મળીયા, કવી કેહે શું વખાણું રે.

---

૧ ( ૧૭૫૫ ); ' પડીધ ' ( ૧૮૦૬ ).
૨ ' સ્થાનક ' ( ૧૭૫૫ ).

## કડવું ૨૪ મું.

(રાગ—સોરઠી.)

વૈશંપાયન કહે રાજંન, સાંભળ સ્વયંવરનું વર્ણન;
પડો વાજ્યો સુણ્યો સર્વ રાતે, ઉઠ્યા ઉજમ થાતે પ્રભાતે.
શીઘ્રે જઇયે વસ્યાની તકે, તેડાં મોકલ્યાં ભાઇયો ભીમકે;
નોહે અતિકાળ કીધાનું કામ, માડવે નવ મળશે બેસવાનો ઠામ.
ભીડ ભરાઈ ગામ ભાગળથી, રંક જાયે રાય આગળથી;
મેળે સૂકન સાહામા તેડે, સૂકન વદે ને રથ ખેડે.
કરે તિરસ્કાર સેવકપર રીસ, પડે મુગટ ઉઘાડાં શીશ;
જાયે અસ્વાર બહુ અલબેલા, હય હીંડે જાણે જળના[1] રેલા.
ભરાયે રથ માહોમાહે અટકે, ત્રાડે હસ્તી ઘોડા ભડકે;
અસ્વાર પડે છે નીસરી, તે મળે કહીંએ નવ ફરી.
વાહન પડધાનો[2] ચાલ્યો છબ, ચરણ રેણુએ છાયો અભ્ર;
થઈ રહ્યું છે અંધારૂં ઘોર, પડી રહ્યો છે શોહોરા શોહોર.
બોલે દુંદુભીના બહુ ડંક, અકળામણનો વધ્યો અંક;
સર્વને દમયંતીનું ધ્યાન, પ્રાણીમાત્ર વિરહી રાજાન.
સ્વયંવર જોવા કારણે, પ્રજા મળી મંડપ બારણે;
દ્વારે ઉભા છે જ્યેષ્ટિકાદાર, તેડે જેને જેહેવો અધિકાર.
ડાહ્યા થઈ મંડપમાં પેશે, નામ વાંચે ને આસને બેશે;
એક મંત્રિ સેવક ખવાસ, ત્રણ ત્રણ સેવક રાયને પાસ.
કોણ રૂપ[3] મંડપની રચના, વર્ણવી શકે શું એક રસના;
કદળીસ્થંભ રોપ્યા દ્વારે, માંડ્યાં આસન હારો હારે.
જસગીત બંદીજન બોલે, નહીં રાજા કો એને તોલે;[4]

---

૧ 'રણુના રેલા' (કેટલીકપ્રત). ૨ 'પડધા પાળાનો' (બા૦—૧૮૨૧). ૩ 'રીત' (બા૦—૧૮૨૧). ૪ 'ઉનમત્ત તે હસ્તી ડોલે' (બા૦).

નાનાવિધ ચિત્ર ચિતરીયાં, જાણે દેવવૃંદ ઉતરીયાં.
ઉડે અબીલ ગુલાલના છંટા, વાજે ઢોલ ને ઘૂઘર ઘંટા;
સભા માહે બેઠા મહામુની, લાગી શાસ્ત્ર વેદની ધુની.
જતી જોગી બેઠા પાવંન, રાયના ભાટ ભણે ભાવંન;
રાયને છત્ર ચામર ઢળે, મુગટે મણી જળહળે.
અગર ધૂપ ત્યાં ઉવેખે, વાજિત્ર નાદ થાય અલેખે;
નટુઆ કરેછે નર્ત, ફરે ફૂદડી કાહાડે સર્ત.
બોલે ઘુઘરી કેરા રણકા, ગરવે નાચે ઘેલી ગુણકા;
પગ પાનીએ શોભે ઘરા, વાજે કંકણ ને ઘૂઘરા.
ગીત ગાએ કોકીલસ્વરા, અનંગ વધારે અપછરા;
જાણે મંડપ નગરી અમરા, નાચે નારી નરચિત્તહરા.
ભીમક ભૂપને દેછે માન, આવી રહ્યા સરવ રાજાન;
ગાનારી ગાએ ગીત ગાથા, બાંધ્યાં તોરણ દેવાય હાથા.
વસ્ત્ર કેસરમાંહે ઝકઝોળ, બેઠા આસને આરોગે તંબોળ;
વર થઈ બેઠા પ્રાણી માત્ર, સમાં કર્યાં છે વરવાં જે ગાત્ર.
શરીર ક્ષુદ્ર કાષ્ટનાં ખોડ, તેને દમયંતી પરણ્યાનું કોડ.
બાળક યૌવન ને વૃદ્ધા, તેને દમયંતી પરણ્યાની શ્રદ્ધા.
કો તો મોટા ઘરના કુંઅર, કો કેહે આદ્ય અમારૂં ઘર;
આશા અભિમાને ભર્યા નર, વાંકા મુગટને મુક્યાં પર.
ઘરડા થયા નાહાના વર, વતાં કરાવતાં ભાગા છર.
તન મન કન્યાને અરપણ, આગળથી નહીં ટાળે દરપણ.
કેટલા કરે તિલકની રેપ, કેટલા કરે માંહોમાંહે દ્વેપ;
કેટલા કરે પૂછાપૂછ, હું કેહેવો કહી મરડે મૂછ.
જેનાં મુખમાંહે નહીં દંત, તેને પરણવાનું ચંત;
કેવળ વૃદ્ધ ને ડાચાં ગયાં મળી, તે બેઠા ટુંપાવી પળી.
જોશીની પ્રણીપત્ય કરી, દેખાડે હાથ ને જનમોતરી;

જો દમયંતી મૂને પરણે, તો જોશી હું લાગું ચરણે.
જેનાં બેશી ગયાં ગળસ્થળ, મુખમાં રાખ્યાં બબ્બે ફોફળ;
એમ ઉંચા કરી ગલોહા, ઘેલા જૂએ કાચમાં મોઢાં.
પૂરણ આશાએ સર્વ કોય, પણ કન્યા નળની વાટ જોય;

(ઉથલો)

વાટ જુએ છે નળતણી, દાસીને કહે છે સતીરે;
હું મંડપમાં પછે આવું, પ્રથમ આવે નૈષધપતી રે.[1]

---

## કડવું ૨૫ મું.

(રાગ–રામગ્રી.)

મંડપમાહે ભૂપતી મળીયાજી, અભિમાને ભર્યા રૂપ બુદ્ધ બળીયાજી;
તેડો કન્યાને ભીમક ઓચરેજી, વૈદર્ભી શણગાર ધરેજી.

(ઢાળ)

શણગાર સજતી સુંદરી તે, શોભતી શ્રીકાર;
નળ નથી આવ્યો મંડપે તે, માટે લગાડે વાર.
કૃષ્ણાગર મર્દન વાસવર્ધન, મહીલા કરે મરજંન;
બહુ નાર આવે વધાવે, વરસે મુક્તાપરજંન.
શુભવચન સુશકુન વદે, ઉદયો હર્ષ અનંત;
ભેરી નાદ થાયે ને ગીત ગાયે, બહુ કિંકરી નાચંત.
માન પૂરણ માનુની, મહીપત મોહવા કાજ;
સ્વયંવરના સુભટ જીતવા, ધરે સ્યામા સાજ.
પ્રેમ પાશ લીધો પ્રેમદા, નાંખવા મંડપ ક્ષેત્ર;
ભ્રુકુટી ધનુષ આકરશીઊં ને, બાણ બંન્યો નેત્ર.

---

૧ 'હું સ્વયંવરમાંહે તો આવું, જો' (૧૭૫૫).

તારૂણીને તેડાં મોકલે, રાય ભીમક વારોવાર;
કુંવરી બાહેર નીસરે, કરમાં ગ્રહીને હાર.
વાજિત્ર વાજે ઘોષ ગાજે, થાય કુસુમની વૃષ્ટ;
રાજા માત્ર જુએ બારણે, કેમ મળે દૃષ્ટેદષ્ટ.
ઓ કન્યા આવી ઓ કન્યા આવી, ઘોષ એહેવો થાય;
શર શબ્દ વાજે ગાન થાએ, વાંકા વળી જુએ રાય.[1]

(ઉથલો)

જુએ રાજા ફરી ફરી, કેહેવું હશે કન્યાનું રૂપ રે;
એહેવે સમે દેવ ચાર સાથે, આવીયો નળ ભૂપ રે.

---

## કડવું ૨૬ મું.

(રાગ—મારૂ.)

વાગી સ્વયંવરમાં હાક, ઓ નળ આવ્યોરે;
ભાગા ભૂપ સર્વના તાક, ઓ નળ આવ્યોરે.
જાણે ઉદયો નૈષધભાણ, તે નળ આવ્યોરે;
અસ્ત થયા સહુ તારા સમાન, ઓ નળ આવ્યોરે.
ઝળકે ઝળહળ જોત, તે નળ આવ્યોરે;
મુગટ પર ચળકે વિદ્યોત, ઓ નળ આવ્યોરે.
જોત રવિની પેર કુંડળ લેહેકે, તે નળ આવ્યોરે;
અરગજા અંગે બેહેકે, ઓ નળ આવ્યોરે.
શોભે વદન પુનેમનો ચંદ્ર, તે નળ આવ્યોરે;
કમળ નયન પ્રેમના કંદ, ઓ નળ આવ્યોરે.

---

૧ 'હોય;' શબ્દ બાણુના ઘા વાગા આવ્યા, વાંકા વળી વળી જોય, (બા૦); શરશબ્દ થાએ અગનન થાએ આઘા વાંકા વળી વળી જોય' (૧૭૫૫).

જાણે નાસા કીરની ચંચ, તે નળ આવ્યોરે;
કોયે ન દેખે સરખા પંચ, એ નળ આવ્યોરે.
કંઠે ગજમુક્તાનો હાર, તે નળ આવ્યોરે;
કર કુંજર શુંડાકાર, એ નળ આવ્યોરે.
હૃદે નાભી કમળ શોભાળ, તે નળ આવ્યોરે;
કટીએ જીત્યો કુંજર કાળ, એ નળ આવ્યોરે.
ચાલતો શારદુલની ગત્ય, તે નળ આવ્યોરે;
નીરાશ થયા નરપત્ય, એ નળ આવ્યોરે.
એ તો દમયંતીનો પ્રાણ, તે નળ આવ્યોરે;
હવે એ પરણે નીરવાણ, એ નળ આવ્યોરે.
કન્યાને થયું તવ જાણ, એ નળ આવ્યોરે;
જેનું હંસે કીધું વીખાણ, તે નળ આવ્યોરે.
તેજે તો તપે જાણે ભાણ, એ નળ આવ્યોરે;
શીતળતાએ સોમ સમાન, તે નળ આવ્યોરે.
ગતે કરીને જેવો વાય, એ નળ આવ્યોરે;
મહિમાએ શંકર રાય, તે નળ આવ્યોરે.
મન સ્થિરતાએ જેમ મેર, એ નળ આવ્યોરે;
જાણે ધને બીજો કુબેર, તે નળ આવ્યોરે.
સતવાદી શિબિર સમાન, એ નળ આવ્યોરે;
ઐશ્વર્યે નિધૂપ રાજાન, તે નળ આવ્યોરે.
એ તો જુદ્ધે જાણે ઇંદ્ર, એ નળ આવ્યોરે;
ત્યાગી જેહેવો હરિશ્ચંદ્ર, એ નળ આવ્યોરે.
દમયંતી ઘણું હરખે, એ નળ આવ્યોરે;
રખે વાર લાગે મન ફર્કે, એ નળ આવ્યોરે.
એક આસને બેઠી નાર, એ નળ આવ્યોરે;
દાસી ઉંચલી ચાલે ચાર, એ નળ આવ્યોરે.

શોભે સુંદર અતિ સકુમાર, ઓ નળ આવ્યોરે;
જઈ પોહોંતાં મંડપ દ્વાર, ઓ નળ આવ્યોરે.

( ઉથલો. )

બાહેર પધાર્યાં પ્રેમદા, ચતુરા ઉંચલે ચાર રે;
નળ બેઠો સિંગાસણ ચતુરા, ચિંતતી તેણી વાર રે.

---

## કડવું ૨૭ મું.

( ઉથલો. )

અનેકને ઊવેખતી, આધી ચાલી નાર રે;
ગઇ એક નળ જાણી કરી, દીઠી પંચનળની હાર રે.

---

## ( કડવું ૨૮ મું. )

( રાગ–સારંગ, ચાલ ટુંકી. )

મન ઇચ્છા નૈષધ રાયતણી. કન્યા ગઇ પંચનળ ભણી;
જુએ તો ઉભા છે નળ પંચ, કન્યા કેહે આ ખોટો સંચ.
હંસનું કહ્યું અવરથા ગયું. નળનાથનું વરવું રહ્યું;
એક નળ સાંભળીયો ધરા, આ કપટી કો આવ્યા ખરા.
પાંચે નળ ચેષ્ટાને કરે, લેવા માળ કંઠ આગળ ધરે;
ત્યારે દમયંતી થઈ ગાભરી, દીઠું વિપરીત ને પાછી ફરી.
આવી જ્યાંહાં પિતા ભીમક, અરે તાત જુઓ કૌતક;
હું એક નળને આરોપું હાર, દેખી પંચને પડયો વિચાર.
ભીમક કેહે આશ્રજ હોય, તું વિણુ પંચ ન દેખે કોય;
શક્રે દેવતા તાંહાં નીરધાર, થઈ આવ્યા નળને આકાર.
એ પરીક્ષા નિમેષ નહીં ચક્ષ, વીરજ વસ્ત્ર ઉભા અંત્રીક્ષ;
વાત સાંભળી ભીમકતણી, કન્યા આવી પંચનળ ભણી.
પિતાએ મારગ દેખાડયો, નારીએ નળ શોધી કાહાડયો;

દમયંતી જેમ વરવાને જાયે, ધશી ઇંદ્ર નળ આગળ થાયે.
એક એકને અળગા કરે, લેવા હાર કંઠ આગળ ધરે;
નહીં આવે સંચ ફરી, ત્યારે દમયંતી થઈ ગાભરી.

ઇંદ્રે મનમાં શાપ્યો હુતાશંન, વાંદરના જેવું થયું વદન;
અગ્નિયે જાણ્યું એ ઇંદ્રનું કાજ, રીંછમુખ થાજો મહારાજ.
વરુણે શાપ મનમાંહે દીધો, જમને માંજારમુખો કીધો;
ધર્મે અંતર ઇચ્છયું એહેવું, વરુણનું મુખ થાજો શ્વાનના જેવું.

રીંછ વાનર સ્વાન માંજાર, કન્યા કેહે વર રૂપ ચાર;
ઇંદ્રરાય વાણી એમ ભણે, વાધાવેધ[1] માંડ્યો આપણે.
જમ કેહે કાં હસાવો લોક, શાપ કીધા માંહોમાંહે ફોક;
દમયંતી વિચારે વળી, સમાન શોભે પંચનળી.

કોહોને વરીયે કોહોને ઉવેખીયે, વરમાળ કોહોને આરોપીયે;
જોવાને મળ્યા રાજકુમાર, તે એક નળ દેખે નિરધાર.
બુધ્યમાન નારી છે ઘણું, માન મુકાવે દેવતાતણું;
ચાહારેને પૂછે કરી પ્રણામ, તમારા તાતનાં શાં શાં નામ.

લોભવિષે નહીં ગણ્યો પાપ, વીરસેન પાંચેનો બાપ;
કન્યા વળતી કરને ઘસે, સખી સામું જોઈ જોઈ હસે.
સખી કેહે શું ઘેલાં થયાં, શું કપટરૂપને વળગી રહ્યાં;
બીજા પુરુષ છે રૂપનાં ધામ, સાંભળો દેશ દેશનાં નામ.

દેશ સકળ નરેશનાં નામ, દાસી કેહે વર્ણવી ગુણગ્રામ;
તોહે કન્યાને ન ગમ્યા કોય, ફરી ફરી પાંચે નળને જોય.
હું હું નળ પાંચે ઓચરે, પણ કન્યા કોહોને નવ વરે;
નારદજી અંત્રિક્ષ આવીયા, ઇંદ્રાણી આદે તેડી લાવીયા.

---

૧ (૧૭૫૫); 'રાધાવિરોધ' (૧૮૨૧); 'વિરોધા વિરોધ,' (બા૦); 'ખાધાવેધ માંડી' (એક પ્રત); 'આરાવેધ માડી' (૧૮૦૬).

આહારે દેવની આહારે નાર, ગગને દીઠી ભરતાર;
લજ્જા પામ્યા લોભી ઘણું. એ કારજ તે નારદતણું.
કન્યાએ દીઠી દેવાંગના, અમર જાણીને માંડી વંદના;
અમો અલ્પ જીવ કરૂપ, તમો બારે ભોમના ભૂપ.
અમો જમ જરાથી[1] ત્રાસીએ, પૂજનીક તમને ઉપાસીએ;
તમો અમને ભીમક રાજાન, હું તમને પુત્રી સમાન.
એમ કહીને ભરીયાં ચક્ષ, લાજ્યા દેવ થયા પ્રત્યક્ષ;
ઇંદ્ર વરુણ વન્હી જમરાય, શોભે મંડપે જય જય થાય.
નળને થયા તુષ્ટમાન, દેવ કેહે માગો વરદાન;
બબ્બે વર આપે સુરરાજ, નળનું સહજે સરીયું કાજ.
કમળ માળ આપી ઇંદ્રરાય, લક્ષ વર્ષે નહીં સુકાય;[2]
અશ્વમંત્ર આપ્યો રાજંન, દિન એકે હીંડે શત જોજંન.
કેહે અગ્નિ નવ દાઝે તુંય, જાંહાં સમરે તાંહાં પ્રગટું હુંય;
ધર્મ કેહે ભોગવે રાજ ભોગ, તાંહાં લગે પુરમધ્યે નહીં રોગ.
જે કરશે તારી કથાવાંછના, તેને નવ હોયે જમજાચના;
વરુણ ભણે સાંભળ નળરાય, સુકું વૃક્ષ નવપલ્લવ થાય.
સમર્યું જળ ઉપજે તતકાળ, આઠે વર પામ્યો ભૂપાળ;
પછે દમયંતીને આપ્યો વર, અમૃતસ્ત્રાવીયા થજો તુજ કર.
સર્વે સ્તુતિ કીધી દેવતણી, વિમાને બેશી ગયા સ્વર્ગભણી;
દમયંતી હરખી તતકાળ, નળને કંઠે આરોપી માળ.
સાધુ રાજા સર્વે બેશી રહ્યા, અદેખીયા ઊઠીને ગયા;
વરકન્યા પરણ્યાં રીત કરી, ભીમકે પેહેરામણી ભલી કરી.
લાદ કોડ પોહોતાં કુંઅરીતણાં, નળને વાનાં કીધાં ઘણાં;

૧ 'જરા મરણથી' (૧૮૨૧; બા૦).
૨ 'કરમાય' (૧૮૨૧).

નળ દમયંતી બંન્યો જાય, વોળાવી વળ્યો ભીમક રાય.*
વાજતે ગાજતે નળ વળ્યો, એહેવે કળિયુગ સાહામો મળ્યો;
વરવા વૈદર્ભી નારદે મોકલ્યો, આવે ઉતાવળો શ્વાંસે હળફળ્યો.
બેઠો મહીષ ઉંપર કળીકાળ, કંઠે મનીશનાં શીશની માળ;
કરમાં કાતું લોહશૃંગાર, શિર સગડી ધીકે અંગાર.
જૈ વરૂં દમયંતી રૂપનિધાન, જુએ તો મળી સાહામી જાન;
કન્યાએ નળ જાણ્યો વર્યો, કળી ક્રોધે પાછો ફર્યો.
જો નળે પરણવા દીધો નહીં, આજથી લાગું પૂઠે થઇ;
નળરાજા આવ્યા પુરવિખે, કરે રાજ નારીસું સુખે.
ભોગવે ભોગ નાનાવિધ પેર, સ્વર્ગતણું સુખ પામે ઘેર;
પ્રભુપત્નીને વાધ્યો પ્રેમ, સાચવે બેહુ સત્ય ને નેમ.
ચોહોવર્ણ પાળે કુળધર્મ, ચાલે યજ્ઞાદિકનાં કર્મ;
તેણે કળીનું ચાલે નહીં, હીંડે છિદ્ર જોતો જહીં તહીં.
નગર પૂઠે ફેરા બહુ ખાય, સંત આગળ પ્રવેશ ન થાય;
સહસ્ર વર્ષ વહીને ગયાં, દમયંતીને બે બાળક થયાં.
જુગ્મ બાળ સાથે પ્રસવ્યાં, પુત્રપુત્રી રૂપે અભિનવાં;
નળ દમયંતી હરખે ઘણું, બાળક વડે શોભે આંગણું.
એક દિવસે નળ ભૂપાળ, મગાવ્યું જળ થયો સંધ્યાકાળ;
રહી પાહાની કોરડી ધોતાં પાગ, કળી પામ્યો પેહાનો લાગ.
સંધ્યાવંદન કીધું રાજાન, પ્રવેશ કળીનો થયો તે સ્થાન;[1]
જાં સેજ્યા સૂતો ભૂપાળ, સર્વાંગે વ્યાપ્યો કળીકાળ.

---

* એ લીટી પછી 'હંસ કેહે ઓ સાંભળ વીર, દૂત મો રમશો સાંભળ ધીર'; વળી 'મો કરશો સ્ત્રીનો વિશ્વાસ, એમ કહી ઉડયો આકાશ' એ બે લીટી ૧૮૨૧ ની તથા બા૦ પ્રતમાંજ છે.

૧ 'રાજાન' ને 'નહીં સાન' (૧૮૦૬); 'રાજન' ને 'નિઃસંન' (૧૭૫૫).

( ઉથલો. )

કળીકાળ વ્યાપ્યો રાયને, ભ્રષ્ટ થયો નૈષધધણી રે;
હવે વહરાડું પીત્રાઇને કહી, ચાલ્યો પુષ્કર ભણી રે.

---

## કડવું ૨૯ મું.

( રાગ—કહાલેરો. )

કળીજુગ દ્વાપર મળીને આવ્યા, પુષ્કર કેરે પાસરે;
હસ્ત ઘસે ને મસ્તક ધૂણે, મુખે મુકે નિશ્વાસરે. કળીજુગ૦
વેશ વિપ્રનો ધર્યો અધર્મી, ને બન્યો મસ્તક ડોલેરે;
નૈષધપતિ બેઠો તપ કરવા, થઇ તૃણને તોલેરે. કળીજુગ૦
એક કુળમાં ઉદય બન્યોના, તું જોગી નળ રાણોરે;
તે ભોગ ભોગવે નાનાવિધના, તાહારે નહીં જળ દાણોરે. કળીજુગ૦
તારા પિતાસું અમારે મૈત્રી, તેમાટે હિત કીજે રે;
એમ કહી કર ગ્રહી ઉઠાડ્યો, આવ આલિંગન દીજેરે. કળીજુગ૦
ભેટતાંમાં પિંડ પુષ્કરના મધ્યે, કીધો કળીયે પ્રવેશ રે;
તેડી ચાલ્યો નૈપધપુર ભણી, કરવા નળસું કલેશ રે. કળીજુગ૦
વાટે જાતાં વારતા પરઠી, ન મળતું નાંખો જાંશા રે;
કળી કેહે તું દ્યૂત રમજે, હું થાઉં બે પાશા રે. કળીજુગ૦
પ્રથમ પોણ કરજે વૃષભનું, દ્વાપર થાશે પોઠી રે;
સરવસ હરાવી લેજે નળનું, એ વાત ગમતી ગોઠીરે.[1] કળીજુગ૦
જદ્યપી પુષ્કર પવિત્ર હુતો, રાજની અભિલેપારે;
ઉપજી અરિસ્યા નળરાય ઉપર, મળ્યા જુગમ અદેખારે. કળીજુગ૦
વૃષભવાહન પાસા કરમાં, આવ્યો રાજસભાયરે;
બાંધવ જાણી દયા મન આણી, નળ ઉઠી બેઠો થાયરે. કળીજુગ૦

---

૧ (૧૭૫૫); 'વાહાલેજે' ને 'ધાટે ગોઠીરે' (૧૮૦૬); 'રૂદેમાંહે ગોઠીરે' (૧૮૨૧); 'મનમાં ગોઠીરે' (એકપ્રત).

ભલે પધાર્યા પુષ્કર ભાઇ, જોગી વેશને છાંડોરે;
આ ઘર રાજ તમારૂં વીરા, રાજની રીતી માંડોરે.[1] કળીજુગ૦
આસન આપી કરે પૂજન, પૂછે કુશળી ક્ષેમરે;
નળને કેહે બીજી વાતે ન રાચું, દ્યૂત રમ્યાનો પ્રેમરે. કળીજુગ૦
નળ કેહે બાંધવ દ્યૂત ન રમીયે, એ અનરથનું મૂળરે;
તું જોગેસ્વર કાં ઉપજાવે, ઉદર ચોળીને શૂળરે. કળીજુગ૦
પુષ્કર કેહે માહારે પાંચ મુદ્રાનો, પોઠી છતું કે હારૂંરે;
એકી પાસે બળદ માહારો, એકી પાસે રાજ તાહારૂંરે. કળીજુગ૦
કળીને સંગે પુણ્યસ્લોકને, પાપતણી મન આવીરે;
દ્યૂત રમવું અપ્રમાણ છે પણ, વાત આગળ ભાવીરે. કળીજુગ૦

( ઉથલો. )

ભાવી પદારથ ભૂપને, વેઠવું છે બહુ કષ્ટરે;
દ્યૂત રમવા બેઠા રાજા, કીધો કળીયે ભ્રષ્ટરે.

---

## કડવું ૩૦ મું.

(રાગ—મેવાડો.)

નળરાજાએ દ્યૂત આરંભ્યું, સત્ય થયું સર્વ ફોકજી;
નગ્રમધ્યે વારતા જાણી, ત્રાહે ત્રાહે કરે લોકજી.
દમયંતીયે નળને કાહાવ્યું, બળદ ભણી મા જોશોજી;
એ વૃષભમાં વેરી છે કારમો,[2] રાજ રમતાં ખોશોજી.
ડાહ્યા લોક નગરના વારે, ઘણું વારે પરધાનજી;
કળીજુગે બુદ્ધ ભ્રષ્ટજ કીધી, કહ્યું કોનું ન ધરે કાનજી.
બેઠા બાંધવ પોણ પરઠીને, બોલે પુષ્કર રાયજી;
જે હારે તે રાજ મેહેલી, ત્રણ વરસ વન જાયજી.

---

૧ 'આ ઘરબાર તમારૂં વીરા રીધ સીધને માંડોરે' (૧૮૨૧).
૨ 'વેરી સમોવડ છે' ( ૧૭૫૫ ).

ત્રણ વરસ ગુપ્તજ રહેવું, વેશ અન્ય કો ધારીજી;
કદાચિત પ્રીછ્યું પડે તો, વંન ભોગવે ફરીજી.
મહિમા મોટો કળીજુગ કેરો, નળને ગમી તે વાતજી;
નળ કેહેરે નાંખ પાસા, ત્યારે વરસ્યો શોણીત વરસાતજી.
હાહાકાર હવો પુરમધ્યે, વાયુ સામટો વાયજી;
નાંખ્યા પાસા પુષ્કર જીત્યો, સરવસ હારયો રાયજી.
હારયો નળ ને પુષ્કર જીત્યો, જૈ બેઠો સિંઘાસંનજી;
આણ પોતાની વરતાવી પુરમાં, કેહે નળને જાઓ વંનજી.
વનકુળ પેહેરી વંન વસો ને, કરો વનફળ આહારજી;
એક વસ્ત્ર રાખો શરીરે, બાકી ઉતારો શણગારજી.
સર્વ તજી એક વસ્ત્ર રાખી, ઉઠયો નળ ભૂપાળજી;
દમયંતીને કાહાવીયું તું, પીહેર જાજે આ કાળજી.[1]
રૂદન કરતી રાણી આવી, બાળક ઝાલ્યાં હાથજી;
શીશ નામીને સ્વામીને કેહે, મુને તેડો સાથજી.
સુખદુ:ખની કહીયે વારતા, એખલાં નવ સોહાયજી;
હું સેવાને આવું સહીરે, થાકો તો ચાંપું પાયજી.
કંથ કેહે હો કામની, તું આવે મુજને જંજાળજી;
એ દુ:ખ સગળાં વેઠીયે પણ, ટળવળી મરે બંને બાળજી.
રોતી કેહેછે કામનીરે, જેમ છાયા દેહને વળગીજી;
તેમ હું તમારી તારુણીરે, કેમે ન થાઉં અળગીજી.

( ઉથલો. )

જો અળગી કરશો નાથજી તો, પ્રાણ તજું તતકાળ રે;
નળ કેહે આવો વંનવિષે તો, પીહેર વોળાવો બાળરે.

---

૧ 'તું તો જાજે પીહેર મોઝારજી' ( ૧૭૫૫).

## કડવું ૩૧ મું.

( રાગ–મેવાડો. )

મોસાળ પધારો રે, મોસાળ પધારો–
મોસાળ પધારો બાળુડાંરે, લાડવાયાં બે બાળ;
નમાયાં થઈ વરતજોરે, સેહેજો મામીની ગાળ–મોસાળ૦
હૃદયા ચાંપે રે, રાણી હૃદયા ચાંપે,–
હૃદયા ચાંપે પેટને રે, એ છેલું વેહેલું લાડ;
હવે મળવાં દોહેલાંરે, મળીયે તો પ્રભુનો પાડ–મોસાળ૦
થયાં માત વેહોણાંરે, થયાં માત વેહોણાં,–
માત વેહોણાં થયાં દામણાં રે, નહીં કો રૂડો સાથ;
રૂએ રાણી હૃદયા ફાટેરે, કોણ માથે ફેરવશે હાથ–મોસાળ૦
મંદીરના ગુરૂજીરે, મંદીરના ગુરૂજી;
મંદીરના ગુરૂજી સુદેવજીરે, તમારે ખોળે સોંપું બે તંન;
જઈ કેહેજો મારી માતનેરે, જીવની પેરે કરજો જતંન–મોસા૦
પુત્રી જમાઈરે, તમતણાં પુત્રી જમાઈ–
પુત્રી જમાઈ તમતણાંરે, કેહેજો વનમાં પૂરયો વાસ;
જઈ કેહેજો માહારા તાતનેરે, અમ જોગીનો લે તપાસ–મોસા૦
ચુંબન કરતીરે, માવડી ચુંબન કરતી–
ચુંબન કરતી માવડીરે, ફરી ફરી મુખ જોય;
હૈયેથકાં નવ ઊતરે રે, એમ કહી દમયંતી રોય–મોસાળ૦

( ઉથલો. )

રોયે રાણી અતિઘણું, વત્સ સોંપ્યાં ગુરુકરમાંહેરે;
ઋષી સાથે બે બાળકાં, વોળાવ્યાં નળરાયરે.

## કડવું ૩૨ મું.

( રાગ–વેરાડી. )

બાળકાં વોળાવ્યાં ઋષિ સંગાતે, દમયંતી કરે આક્રંદ;
હાહાકાર હવો પુરમધ્યે, મળ્યાં સહીએરનાં વૃંદ.
પડો વાગો પુષ્કર પાપીનો, નળને કો નવ રાખે;
એક અંજળી જળ ન પામ્યાં, જો ભમ્યાં પુર આખે.
દ્વાર અડકાવે નળને દેખી, જે પોતાના લોક;
તરશી દમયંતી પાણી ન પામી, કંઠે પડીઓ શોખ.
એક રાત રહ્યાં નગરમાં, ચાલ્યાં વાહાણું વાતે;
પુણ્યશ્લોકની પૂઠજ લીધી, કળી થયો સંગાતે.
જ્યાં વાવ સરોવર કુવા આવે, પાકાં ફળની વાડી;
તે કળીજુગ આગળથી જઇને, સર્વે મેહેલે ઉજાડી.
ફળ જળ ને પત્ર ન પાંમ્યાં, રાણી કરે આંસુપાત;
વનમાં ફરતાં રૂદન કરતાં, વહી ગયા દિન સાત.
એકેકું પટકૂળ પેહેર્યું, પ્રેમદા કોમળ કાયા દાઝે;
પાય પંકજપત્ર જેહેવા, તીવ્ર કાંટા ભાંજે.
એક માન સરોવર આગળ આવ્યું, તેમાં દીઠું પાણી;
ઘણા દિવસની તૃષા સમાવવા, પીધું રાય ને રાણી.
વારંવાર પાણી પીયે ને, બેસે વળી હીંડે;
નરનારી વારે તૃપત થયાં પણ, ક્ષુધા પાપણી પીડે.
સ્વામી કેહે સાંસતા થઈયે, શ્યામા બેસ થઇને સ્વસ્થ;
હૈ સરોવરમાં શોધી લાવું, જો જડે એક બે મચ્છ.
થોડા જળમાં પેઠો નળરાજા, ઢીમરનું આચરણ;
સાધુરાયને શ્રમ કરતાં, મચ્છ જડીઆં ત્રણ.
આણીને અબળાને આપ્યાં, વામા કેહે થયું વાર;

નળ કેહે આપણુ બે પ્રાણીને, શું હોશે એટલા સારૂ.
ભાર્યાના ભુજ મધ્યે સોંપી, ભૂપ ગયો બીજી વરાં;
કળીજુગ સર્પ થઈને બીહાવે, મચ્છ નાસે અંરાંપરાં.
નળે શ્રમ કીધો ઘટી બે, મચ્છ ન ચઢીયાં હાથ;
પેલાં ત્રણે મચ્છ વેંચીને લીજે, વિચાર્યું મનસાથ.
નળ આવ્યો નિરાશ થઈને, ત્રણુ મીનમાં ચીત;
એટલામાં દમયંતીજીને, થઈ આવ્યું વિપરીત.
અમૃતસ્ત્રવીયા કર અબળાના, સજીવ થયાં મચ્છ પળમાં;
હાલ્યાં મહીલા મુકી દીધાં, ઉડીપડ્યાં જઈ જળમાં.
ઘેલી સરખી મીનને કાજે, પાણીમાં વેવલાં વીણે;
હવે સ્વામીને શો ઉત્તર આપીશ, રૂદન કરે સ્વર ઝીણે.
વીહીલે મુખ દીઠી વૈદરભી, નાથ આવતો નીરખે;
ચોહોદશ ભાળે આંસુ ઢાળે, સ્વાતિબિંદુ શું વરષે.
રોતી પત્ની પતિયે દીઠી, ધોળું મુખ થઇ દીન;
કેહેરે પાપણી શકે મુજ પાખે, ભક્ષ કર્યાં તેં મીન.
હું ક્ષુધાતુર ફરીને આવ્યો, રઝળ્યો પાણી માંહે;
દોઢ દોઢ મચ્છ ભોજન કીજે, લાવ પાપણી કાંહે.
હ્દદે ફાટતે બોલ્યાં રાણી, આંસુ પડે મોતી દાણા;
ક્ષુધા પાપણીએ મચ્છ ભક્ષ્યાં મેં, ન રહેવાયું રાણા.
નળ કેહે હંસે શીખામણ દીધી, વીદાય થયો આકાશ;
એક દ્યૂત ન રમીયે બીજું ન કીજે, નારીનો વિશ્વાસ.
બે વાનાં વાર્યાં તે કીધાં, હાથે દુઃખ લીધું માગી;
હું ભુખ્યો ને તેં મચ્છ ખાધાં, શું આગ પેટમાં લાગી.
દમયંતી હાહા કરે, જાણે સમખાઉં સાને;
સજીવન થયાં ઉડી ગયાં કહું, તો રાય નવ માને.

(ઉથલો.)

ન માને રાજા એ આગ્રજ મોટું, ઉઠી ચાલ્યો નળરાયરે;
અણતેડી રાણી દમયંતી, પતિની પૂઠે ધાયરે.

---

## કડવું ૩૩ મું.

(રાગ—વેરાડી.)

આગળ નળ પૂઠે પ્રેમદા, સતીને અંતર આપદા;
નળ તિરસ્કાર હીંડતાં કરે, હૃદે ફાટે અબળા આંખ ભરે.
ખાધાં મચ્છ હશે ગત ધણી, તો હીંડેછેરે પાપણી;
પીરે પાણી ફરી ફરી, કાંજે મચ્છ ખાધાં પેટ ભરી.
એ મારગ આવ્યા આગળે, વિદાય કીધી નારી નળે;
તું નહીં નારી હું નહીં કંથ, આ તાહારા પીહેરનો પંથ.
માહારો સંગ તુજને નહીં ગમે, પીહેરમાં પેટ ભરીને જમે;
મુને નાથજી કરજો ક્ષમા, માહારે નથી પીહેરની તમા.
ફોકટ કરો મુજપર રીસ, અજુગ્ત આળ ચઢાવો શીશ;
દેવતાનું મુને વરદાન, તે કાં નવ જાણો રાજાન.
હોતી વાત કામનીએ કહી, કળીને જોગે નળ માને નહીં;
આગળ પાછળ બંને જાય, કળીએ કીધી બગની કાય.
થોડી પાંખ ને માંસજ ઘણું, ઉપર વસ્ત્ર નાંખું આપણું;
ઉફરાટી કરી સુંદરી, નળ ચાલ્યો દેહ નગ્ન કરી.
લાજ્યાં પંખી ને લાજ્યું વંન, લાજ્યો સૂરજ મીચ્યાં લોચંન;
સ્વાદ ઇંદ્રિયે પીડ્યો મહારાજ, થયો નગ્ન લોપીને લાજ.
પીતાંબર ઝાલી ભૂપાળ, જેમ માછી ગ્રહી નાંખે જાળ;
બગ નિકટ ગયો જવ રાય, તેમ તેમ કળી આઘેરો જાય.
ધાઈ વસ્ત્રનો નાંખ્યો પાશ, કળીજુગ ઉડ્યો આકાશ;

એક વસ્ત્ર પંખી ગયો લેઇ, નળ બેઠો કપાળે કર દેઇ.
અરે દૈવ તેં એ શું કર્યું, વસ્ત્ર જતાં કાંઇ ન ઊગર્યું;
ગયું રાજ છત્ર મહિમા ઘણો, ન રહ્યો અંગે સૂત્ર તાંતણો.
વિહંગમ વસ્ત્ર ગયોરે હરી, દમયંતી મો જોશો ફરી;
પાછે પાગે ગઈ સ્ત્રીજંન, આપ્યું અર્ધું વસ્ત્ર સ્વામી ઢાંકો તંન.
એકકો છેડો પેહેર્યો ઉભે, તીરથ નાહે તેવાં શોભે;
અંનવિના અડવડીયાં ખાય, સતને આધારે ચાલ્યાં જાય.
મહાવનની આવી જંખજાળ, તે સ્થાનકે થયો સંધ્યાકાળ;
બંને બેઠાં દ્રુમને તળે, ચુંટી પત્ર પાથર્યાં નળે.
દુઃખની વાત કરી નવનવી, દમયંતી નિદ્રાવશ હવી;
ક્ષુધા અંગોઅંગ રહી વશી, મુખ જાણે પૂનેમનો શશી.
નળે સુતી દીઠી સુંદરી, નિશ્વાસ મુકયો બે નયણાં ભરી;
કોણ દિવસ આવ્યો શ્રીહરી, એ દુઃખે પ્રાણ ન જાય નીસરી.
વૈદરભી વસુધાવશ પડી, દુઃખ નોતું દીઠું એક ઘડી;
ઘણે દોહેલે વરી મેં એહ, રૂએ રાજા જોઈને દેહ.
નખથી નિરખતાં જોયું મૂખ, ત્યારે મનમાં લાગ્યું દૂખ;
શી સગાઈ પરતનયા તણી, દુષ્ટ દમયંતી એ પાપણી.
શી પ્રીત છેહ દીધો જેણીયે, હું વિના મચ્છ ખાધાં એણીયે;
મલીન મન એનું નિરધાર, કો સમે માહારો કરે આહાર.
ન ઘટે એસું રહેવું મળી, રાયને ઉપજાવે એમ કળી;
તો સમે રૂદેની રે દાઝ, મુકું વનમાં એકલી આજ.
બુદ્ધ ભ્રષ્ટ મન રાજાતણું, કળીનો પ્રેરચો ક્રોધે ઘણું;
મનમાંહે આશંકા ગણે, એક વસ્ત્ર પેહેર્યું બે જણે.
મધ્યે ચીર ફાડું બળ કરી, થાય શબ્દ જાગે સુંદરી;
હોય છુરી તો છેદું પટકૂળ, કળી થયો કાંતું અનરથનું મૂળ.
નળે લીધું છુરીકા શસ્ત્ર, તે વડે વચેથી વેહેર્યું વસ્ત્ર;

કટકા બે પટકુળના કરી, મૂકી નળ ચાલ્યો સુંદરી.
ગયો ડગલાં સાતજ ભરી, પ્રીત શ્યામાની સાંભરી;
નળ વિમાસણું મન કરે, એકલી એ ફાટીને મરે.
વરચો હું દેવતા પરહરી, વળી વનમાં સાથે નીસરી;
ત્રૈલોકમોહન એ માનુની, કેમ વેદના સેહેશે રાનની.
ન ઘટે મૂકી જવું મુને, નળ આવ્યો દમયંતી કને;
દીઠું મુખ અંતર પરજળ્યો, સંભારી મચ્છને પાછો વળ્યો.
કળી તાણે વાટ વનતણી, પ્રેમ તાણે દમયંતી ભણી;
વિચારે વિચારનિધિમાં પડયો, આવાગમન હીંડોળે ચહડયો.
સાત વાર આવ્યો ફરી ફરી, તજી ન જાયે સાધુ સુંદરી;
બળ પ્રબળ કળીનું થયું, પ્રેમબંધન ત્રુટીને ગયું.
સર્પ કંચુકીને તજે જેમ, મેં દમયંતી તજવી તેમ;
વૃક્ષ પત્રને જેમ પરહરે, પુનરપિ તે અંગી નવ કરે.
જેવું હોય વમનનું અંન, તેવી માહારે એ સ્ત્રીજંન;
કો વેળા મુને મારે નેટ, હુંપે વાહાલું એહેનું પેટ.
એહેવું કહીને મૂકી દોટ, ઉવાટે દોડયો સાસોટ;
ત્યાં લગે ધાયો ભૂપાળ, રહ્યો જ્યાં થયો પ્રાતઃકાળ.

( ઉથલો. )

કાળ ઉદે અરુણ તણો, ત્યાં લગે ધાયો ધીશરે;
જાગ્યો હ્રદે થયું દુખ ઉદે, જ્યારે દીઠો દીશરે.

---

## કડવું ૩૪ મું.

(રાગ–રામગ્રી, દેશી લેહેકણી.)

નળ જળ નયણે ભરે ને, કરે વિવિધ વિલાપ;
વ્યાકુળ અંગ પોતા તણું, અવની પછાડે આપ.

વૈદર્ભી વામા રંક રામા, એકલડી વનમધ્ય;
ભય ધરશે ને ફાટી મરશે, જીવ્યાની વળી અવધ્ય.
નહીં મળે ફરી કોકીલાસ્વરી, શે ઉપન્યો વિખવાદ;
મનગમયંતી બોલ દમયંતી, નળે માંડયો સાદ.
વિશ્વમોહિની સૃષ્ટિદોહિની, સુંદરી સુજાણ;
વિરહિણી વલ્લભ દર્શન દુર્લભ, બોલ પિયુના પ્રાણ.
વંન ફરતો રુદન કરતો, જોતો આવ્યાની વાટ;
ફળીયે ચર્ણ ધર્ણનાં ભુસ્યાં, વંન કીધું નિરવાટ.
વડડાળે ભૂપાળ વળગ્યો, તે રૂએ રૂદયા ફાટે;
મોહ ધારણ કર્મ કારણ, કેહે ભૂજ દેઈ લેલાટે.
રાય વિલપે ઘણું કલપે, સંભારે સુખ સ્નેહ;
કબુધ આવી મન ભાવી, અન્યા અલ્પ દીધો છેહ.
અજગર વાઘ વરૂ નાગ છે, દારૂણ વનની હધ;
કરાડ કોતર સહીંના સ્વર, શ્યામા ફાટી મરશે સધ.
દોહેલે પામી ગજગામી, દેવ ગયા નિરમૂખ;
સ્વયંવર સાથ સાંભળી વાત, સર્વ પામશે સૂખ.
કોણ નેત્ર લુહે રાય રૂએ એક, શબ્દ સાંભળ્યો ગાઢ;
જો પ્રેમ મુકાવે હો નળ રાજા, બળતાને બાહેર કાઢ.
સાંભળી વાણી જાણી રાણી, બેઠોછે રોયે સ્વર;
હરખે ભરાયો શબ્દે ધાયો, વીરસેન કુંઅર.
પાડે બરાડા બળે દવાડા, તરફડે મોહોટો વ્યાળ;
કેહે દયાસિંધુ દીનબંધુ, કાઢ નળ ભૂપાળ.
વન્હી વરદાન ગયો સુજાણ, નાગે કીધો નમસ્કાર;
આપ પ્રાણદાન હો કરુણાવાન, કાંઈ હુએ કરીશ ઉપકાર.
વિષથી ન બીધો નાગ લીધો, જોજન દેહ પ્રમાણ;
સ્કંધ ચહડાવી મુક્યો બાહેર, શાતા પામ્યો પ્રાણ.

પુણ્યશ્લોક સાચા વિપ્રવાચા, મળ્યો વૈદર્ભીકાંત;
પૂછે નળ દીધો સબળ મુને, કેહે માડી વૃત્તાંત.

( ઉથલો. )

વૃત્તાંત કેહે ભાઈ કોણ છે, પામ્યો બહુ પરિતાપ રે;
સર્પ કેહે રાય સાંભળો મુને, હવો ઋષિનો શાપ રે.

---

## કડવું ૩૫ મું.

( રાગ–દેશાખ, ચાલ ઢુકી. )

બોલ્યો નાગ કરી પ્રણામ, રાય માહારૂં કરકોટક નામ;
હું પ્રાચિન કર્મે પામ્યો સંતાપ, સપ્ત ઋષિયે દીધો શાપ.
વિમાન જાતું હતું સ્વર્ગ ભણી, અજ્ઞાનતા જાગી મુજ તણી;
ફૂતકારી ફૂણા નાંખી જ્વાળ, દાધા સપ્ત ઋષિ ચહડ્યો કાળ.
પતિત તેં નાંખી વિખની લેહેર, બળ દવમાં અવની ઉપેર;
બહુકાળ લગે વાસે વન્હીમાંહે, ભોગવ દુઃખ જીવ નહીં જાયે.
મેં જાણ્યું શાપ ટળે નહીં ખરો, મુને શાપનો અનુગ્રહ કરો;
વન્હી વેલા દોહેલી ઘણું, કહ્યું દરશણ થાશે નળતણું.
પુણ્યશ્લોક બાહેર કાહાડશે, તે તુંને શાંતતા પમાડશે;
તે દિવસનો વન દાઝું છૌં અહીં, સાત સહસ્ત્ર વરસ ગયાં વહી.
તે તમો આજ દુઃખ ટાળીયું, પુણ્યશ્લોકપણું પાળીયું;
માહારી દેહને અતિ સુખ થયું, ઋષિ વચનનું ફળ લહ્યું.
એહેવું કહીને સર્પજ ધસ્યો, કરકોટક નળને કંઠે ડસ્યો;
લાગી વિખજ્વાળ દાધો ભૂપ, કાળી કાયા થયું કુબડું રૂપ.
કાજળપે શ્યામતા વિશેષ, વાંકું મુખ પંચવર્ણા કેશ;
છતે દાંતે ડાચાં ગયાં મળી, નીસરી ખુંધ કટી બેવડ વળી.
નળ કેહે ધંન કદ્રુકુમાર, ઘણો રૂડો કરયો ઉપકાર;

તુંને મેં આપ્યું પ્રાણદાન, તેં હુંને કીધો સાહી સમાન.
નાગ કેહે રખે દુઃખ ધરો, જોતાં એ ઉપકાર છે ખરો;
ગુપ્ત રેહેવું સંવત્સર ત્રણ, કો નવ ઓળખે એહેવું વર્ણ.
ત્રણ વસ્ત્ર આપુંછઉં ભૂપ, પરિધાન થશે મુળગું રૂપ;
તે જોયાં પેહેરી પરીક્ષા કરી, તતક્ષણ કાંતિ ભૂપની ફરી.
હરખ્યો નળ થયું દિવ્ય કામ, નાગે બાહુક ધરચું નામ;
ભૂપાળ વ્યાળ થયા વીદાય, ગયો અયોધ્યા નૈષધ રાય.
દેખી માણસ નાહાસે અહરાંપરાં, ધાયે બાહુક પૂઠે છોકરાં;
જે જે મારગ મહીપતી પળે, તાંહાં માણસ જોવાને મળે.
હસે લોક રૂપે લીહ વાળી, પૂઠે છોકરાં પાડે તાળી;
રાજસભામાં રાજા ગયો, પ્રતિહારસાથ ખશીને રહ્યો.
હશી સભા હસ્યો ઋતુપર્ણ, વિધિયે આ કાંહાં નિરમ્યું વર્ણ;
હારે કાજળ ને જાંબુફળ, જાણે રૂપે બીજો નળ.
કોહો કોણ છો સ્વરૂપના ધામ, કેમ આવવું પડયું શું કામ;
નળ કેહે માહારૂં બાહુક નામ, આવ્યો ઉદર ભરવા કામ:
અશ્વમંત્ર જાણું રાજંન, એક દિવસે ખેડું શત જોજંન;
કેહે ઋતુપર્ણ મોટું કારણ, આ રૂપ ને વિદ્યા અસાધારણ.
નળ ઇંદ્રવિના કો જાણે નહીં, મંત્રપ્રાપ્તિ તુંને કયાંથી થઇ;
મંત્રપાઠ કરતા નળરાય. હું નળનો સેવક શીખ્યો વિદ્યાય.
નૈષધનાથ તે વનમાં ગયો, તે દુઃખે હું આહાવો થયો;
આવ્યો છઉં રહેવા તમકને, અન્નવસ્ત્ર આપજો મને.
નહીં કરૂં હું નીચું કામ, નહીં ધરાવું સેવક નામ;
રાયજી તમને નહીં નમું, સ્વયંપાક કરીને જમું.
રાજા કહે રહો જેમ તેમ, વિદ્યાવાન જવા દેઉં કેમ;
હયદાસપતિનો અધિકાર, સેવક માત્ર કરે નમસ્કાર.
જદ્યપી માન પામે ઘણું, પણ કહેવાયે દાસત્વપણું;

અશ્વપતી મહારાજા થયો, હયશાળામાં વાસો રહ્યો.

(પોતાની સ્ત્રીથી વિજોગ થયાનું દુખઃ રોજ સૂતી વેળા સંભારે. એ સાંભળી પાડોશીઓ વિસ્મય પામે અને કહે.)

બાળ બીહામણો આવી વશ્યો, કદરજને વિજોગ કશો;
તે સ્ત્રીયે સુકૃત શું શું કર્યું, જેણે આ સ્વરૂપને વર્યું;
વારૂ થયું જે વીપત પડી, આ ભૂતથી છુટી બાપડી.

( ઉથલો. )

બાપડી છૂટી લોક કેહે રહ્યો, નળરાયને રીજવીરે;
વૃહદસ્વ કેહે યુધિષ્ઠિરને, દમયંતીની શી ગત હવીરે.

---

## કડવું ૩૬ મું.

( દોહરા. )

સ્વપ્ન આવ્યું નારને, મુકી જાય છે નાથ;
જાગી ઉઠી અચાનકે, ગ્રેહેવા પ્રભુનો હાથ.
વૈદર્ભી થઈ ગાભરી, વળી જુએ ચોહોપાસ;
અમ અબળાનાં હૃદે કારમાં, બીહીઊં તમારે હાસ.
જોયું વંન ફરી ફરી, સમ દેઈ કીધા સાદ;
પછી રૂએ બહુવિધ કરી, પામી અતિ વિષાદ.

( રાગ—મારૂની દેશી. )

અમો અબળા માણુસ બીજે, નવ કીજે હાસરે, હો નળરાય;
કેમ ધીરજ ધરૂં હું નારી, તમારી દાસરે, હો નળરાય.
રાત્ર અંધારી તો માહારી, વલે કોણ થાશે રે, હો નળ૦
તમ ચર્ણ કેરી આણ, પ્રાણ મુજ જાશેરે, હો નળ૦
આંહાંતો બોલે સાવજ, નાગ, વાઘ ને વરૂરે, હો નળ૦

બોલો બોલો વાહોછો કયમ, સમ હું તો મરૂંરે, હો નળ૦
હાંહાંજી જાઓછો હાડ, રાડ થશે ફ્રાંસુરે, હો નળ૦
અગોપ રહ્યા ન આવે દયા, દેખી આંખડીએ આંસુરે, હો નળ૦
તમારાં પગલાં નવ પેખું કંથ, પંથ કેમ લહુંરે, હો નળ૦
નિશા અંધારી ભયાનક, સ્થાનક કેમ રહુંરે, હો નળ૦
નૈષધ દેશની રાણી, તાણી અતીસેં રોય રે, હો નળ૦
પ્રભુજી અંગ અવેવ, માહારા તાહારા જોયરે, હો નળ૦
ઘેલી સરખી ચાલે, વાહાલે ત્રચોડીરે, હો નળ૦
માડયું વલવલવું જોવું, રોવું મુકયું છોડી રે, હો નળ૦
વલવલતી વૈદરભી વાટે, અંગ ઉચાટે ભરીરે, હો નળ૦
કારણ સ્વામી શુંય, હુંય પરહરીરે, હો નળ૦
વાહાલા નવ દીજે છેહ, નેહ વિચારોરે, હો નળ૦
કર્મે વાળ્યો આડો આંક, વાંક શો માહારોરે, હો નળ૦

( ઉથલો. )

શો અપરાધ માહારો સ્વામી, દારુણ વનમાં મુકી ગયારે;
અલ્પ ભ્રાંતે હું તજી, અંતર ન ઉપજી દયારે.

---

## કડવું ૩૭ મું.

( રાગ–રામગ્રી, દેશી ગળગળી. )

વૈદરભી વનમાં વલવલે, અંધારીરે રાત;
ભામની ભય પામે ઘણું, એકલડીરે જાત–વૈદરભી૦
રસનાયે નામજ નળતણું, મુખ જપતીરે જાય;
શુદ્ધ નથી શરીરની, ભાંજે કંટક પાય–વૈદરભી૦

રોઈ રોઈ રાતી આંખડી, ભરે આંસુ નીર;
નયણે ધારા બેબે ઝરે, વેહે અંગ રુધીર–વૈ૦
હીંડતાં તે આખડે, પગમાં વાગે ઠેસ;
ચાલંતી ઉભી રેહે, ભરાયે કાંટે કેશ–વૈ૦
અંગે ઉઝરડા પડયા ઘણા, વેહે શોણિત ધાર;
હો નળ હો નળ બોલતી, બીજો નહીં વિચાર–વૈ૦
ઊંડાં કોતરમાં ઉતરે, ચઢે ગીરી કરાડ;
અશુદ્ધે ઉધરકે નહીં, પાડે વાઘ બરાડ-વૈદરભી૦
વાંકી વાટ ટીંબા ટેકરા, ભયાનક ખોહ;
રાફડા માંહે સાપ ફુંફુવે, ઘણું ઘુઘુવે ઘોહ–વૈદરભી૦
શબ્દ પશુ પંખીતણા, ન પડે કાંઈ પ્રીછ;
વરૂ વણીઅર બીહાવે અર્ણમાં, ધાવે વળગવા રીંછ-વૈ૦
સૂકર રોઝ ચીકારડા, ચીતરા દે ફાળ;
ફાલુનાદ હોયે ઘણા, બહુ બોલે શીઆળ-વૈદરભી૦
આંબા આંબલી એરામણી, અરીઠા અપાર;
શીમળ સમડી સેગઠા, ન સૂઝે પંથ વિચાર-વૈદરભી૦
ખેર ખાખર ને કાચકી, કંટાળા થુએર;
બાવળિયા બહુ બોરડી, સરગુવા સમેર-વૈદરભી૦
આખડી પડતી સુંદરી, ચર્ણે વેલા વીટાય;
છુટા કેશ કામની તણા, ઝાંખરે ઝીટાય-વૈદરભી૦
વૃક્ષ અથડાએ અંગસું, મુકે કાંટામાં પાય;
શુદ્ધ નથી વાગા તણી, ભજતી નળરાય-વૈદરભી૦
દ્વિવસ નિશા પ્રીછે નહીં, એહેવું ઘાડું અરણ્ય;
દમયંતી ભૂલી ભમી, ત્યાં દિવસ ત્રણ-વૈદરભી૦
અન્ન ઉદક પામી નહીં, નહીં બેસવું શયંન;
ત્રણ દિવસ વહી ગયા, ભમયંતાં વંન-વૈદરભી૦

( ઉથલો. )

વન ભયાનક ભામ્યની ભમી, દિવસ ત્રણ ગયા વહીરે;
વાટ ઘાટ ને ગામ ઠામ કાંઇ, પ્રેમદા પામી નહીંરે.

---

## કડવું ૩૮ મું.

( રાગ–રામગ્રી, દેશી લેહેકણી. )

ભૂલી ભમેછે ભામનીરે, નૈષધનાથની નારરે;
હો નળ હો નળ બોલતી, ભીમકરાજ કુમારરે–ભૂલી૦
ટળ્યું કાજળ આંસુએ કરી, વેદનાએ વ્યાકુળરે;
અર્ધ ઉઘાડી દેહોડી નાથે, ફાડયું છે પટકૂળરે–ભૂલી૦
એહેવે દીઠો એક ચીતરો, ધાઈ દમયંતી ઉલટરે;
પૂછે ભાળ નળ ભૂપાળની છે, તારા જેવી કટરે–ભૂલી૦
શાર્દૂલ દીઠો વાટમાં, વૈદરભી પૂછે ધરી વાહાલરે;
નૈષધ નરેશ વાટે મળ્યા છે, તાહારા જેવી ચાલરે–ભૂલી૦
સાવજ થાયે ધાબરા, ભય પામી નાશી જાયરે;
રખે વનદેવી અમને ઝાલતી, પશુઅરિ કંપાયરે–ભૂલી૦
પૂછે ઊંચા દ્રુમને તાહારી, ગગને ગઈ ડાળ રે;
તરુવર જો માહારી વતી, કહીં દીસે ભૂપાળરે–ભૂલી૦
પર ઉપકારી સદા તમો, વળી શીતળ તાહારી છાંયરે;
નૈષધનાથ કયાંહુ દીઠડા, જોઉં છૌં વનમાંહેરે–ભૂલી૦
તરૂ ઉત્તર આપે નહીં, તેમ તેમ રાણી રોયરે;
પુણ્યશ્લોકે જ્યારે પરહર્યાં, ત્યારે શત્રુ થયાં સર્વ કોયરે–ભૂ૦
અજગર પડયોછે વાટમાં, વીકાશી મુખ ભાગરે;
દમયંતીયે જાણ્યું નહીં, તેના મુખમાં મુકયો પાગરે–ભૂલી૦
ચર્ણ ગળ્યો જાનુ લગે, વિષ ચઢી ગયું શરીરરે;

પડી ભોમ સાદ નળને કરે, મુખે પાડે રીરરે—ભૂલી૦
અજગર આનંદ પામીયો, ભલું જડચુંછે ભક્ષરે;
વૈદર્ભી ઘણું વલવલે, ઉંચાં ચઢી ગયાં છે ચક્ષરે—ભૂલી૦
કંઠે બંધાઈ કાચકી, મુખે પડીયો શોકરે;
મર્ણ સમે મુકે નહીં, હ્રદે રસના પુણ્યશ્લોકરે—ભૂલી૦
રોતી રાણી સાંભળી, એક પારધી આવ્યો ધાઈ રે;
પગ દીઠો અજગર મુખમાં, તેણે શ્યામાને સાહીરે—ભૂલી૦
પારધીએ અજગર ચીરીયો, કોહોવાડાને ઘાયરે;
જત્ન કરીને મુકાવીયો, નળપત્નીનો પાયરે—ભૂલી૦
વૈદર્ભીને વિષ ચહડયું નહીં, છે વાસવનું વરદાનરે;
કરતળ વાસ સુધાતણો, દેહી રહી પરમ નિધાનરે—ભૂલી૦

( ઉથલો. )

દેહી રહી પરમનિધાન, હળાહળ ગયું ઉતરીરે;
કેહે ભટ પ્રેમાનંદ પછે, શું દુઃખ પામી સુંદરીરે.

---

## કડવું ૩૯ મું.

( રાગ—મારૂની દેશી ઢુંકડી શોકની ).

વિષધર માર્યો વ્યાધે આવી, મહીલા મૃત્યુથકી મુકાવી;
વ્યાધે અજગર લીધો હાથે, ચાલ્યો તેડી દમયંતી સાથે.
પારધી હીંડ્યો જગને જીતી, વૈદરભી જાય બીહીતી બીહીતી;
ગયો એક તળાવની તીર, પક્ષાલણ કીધું સર્પ શરીર.
દેખતાં દમયંતી પ્રત્યક્ષ, તે અજગર કીધો ભક્ષ.
મુખનું પાસું રેહેવા દાધું, બાકી શરીરનું ભોજન કીધું.
દમયંતી વિસ્મે હવી, આતો વારતા દીઠી નવી;
જીવાંતક કેહે હો નારી, તમો દીઠી વિદ્યા અમારી.

હુંતો પારધીપતિ છોં વ્યાધી, પટરાણી કરૂં ભલે લાધી.
કુણ માત તાત કુણ સ્વામી, વન નીસર્યાં વૈરાગ પામી;
એખલાં આવ્યાં આણી દશે, કોણ નામ બોલો રળી રસે.
કોણે વચન કહ્યું કવરધું, કાં અંબર અંગે અરધું;
શું નળ નળ મુખે જપો, છો ડાહ્યાં ઘેલામાં ખપો.

(તેને વરવાની તેણીએ ના કહી. એ તકરાર ચાલતી હતી તેવામાં પારધીના ભૂંડા વિચારથી તથા બળાત્કાર કરવાની ઇચ્છાથી તેના ઉપર કોપ કરી રાણીએ તેને શાપ્યો).

સત હોયે સદા નિરંતર, અસતથી હોઉં સ્વતંતર;
ન મુકયા હોયે નળ મનથા, કદૃષ્ટે ન જોયું હોયે અન્યથા.
આપત્કાળ રહી હોઉં સતે, નળ સમરી રહી હોઉં શુભમતે;
પંચ મહાભૂત સાક્ષી ભાણ, નહીં ચુકી હોઉં નળનું ધ્યાન.
સત બળે દેઉં છોં શાપ, ભસ્મ થાજે વ્યાધી તું આપ;
વચન નીસર્યું મહિલાનાં મુખથી, અગ્નિ લાગો પગના નખથી.
ન થયું સ્તવન બેહુ કર જોડી, નમતાંમાં થયો રાખોડી;
પ્રેમદા પામી પરિતાપ, ઉપકારીને દીધો શાપ.
જદ્યપી વ્રત ન ભાગું, પણ લૌકિક લાંછન લાગું;
પ્રાણત્યાગે નથી હું બીહીવી, શું કરૂં સ્વામી પાખે જીવી.
કેશનો પાંગરો ગુંથી ગંઠે, લેઇ ભરાવ્યો ફાંસો કંઠે;
હો વિષ્ણુ એટલું માગતી મરૂં, નળની દાસી થઈ અવતરૂં.
મર્ણથી ઉગારી લીધી, ત્યાં માયા કળીયે કીધી.
તાપસ આશ્રમ દીઠી વાડી, ગઇ દમયંતી ફાંસો કાહાડી.
નગ્ન દિગંબર છે મહંત, ગઈ પાસે હરખ્યું ચંત;
બોલે કળીજુગ નાસા ગ્રહી, અપ્રીત મચ્છ માટે થઈ.
શકે ભીમકસુતા દમયંતી, તજી નાથે હીંડે ભમયંતી;
અલ્પ અપરાધની ભ્રાંતે, કામની તજી છે કાંતે.

ભીમકસુતા આનંદી અપાર, જોગી જગદીશનો અવતાર;
ફરી ફરીને પાગે નમે, નળનું પ્રશ્ન કરોજી તમે.
મુની કેહે નળને છે ક્ષેમ, પણ ઉતારચો તુજથી પ્રેમ;
નળ નારી શોધે છે અન્ય, તું કરજે ઉપજે મંન.
તવ હરખ્યો પ્રેમદાનો પ્રાણ, મારા પ્રભુને છે કલ્યાણ;
લક્ષ નારી કરો રાજાન, પણ માહારે નળનું ધ્યાન.
ઠરી ઠાર તે જાણી નળ, નારીએ લીધાં જળ ફળ;
પામી વિરામ કીધું શયંન, નિદ્રાવશ થઈ સ્રીજંન.
સ્વપ્નાંતર દીઠા નળ રાય, જાગી તો દુખ બમણું થાય.

( ઉથલો. )

નળની સ્રી નિદ્રામાં, સ્વપ્નવિષે પુણ્યશ્લોકરે;
ચાર ઘડીએ જાગી ચતુરા તો, આશ્રમ વાડી ફોકરે.

---

## કડવું ૪૦ મું.

( રાગ–મલ્હાર )

ભીમકસુતા જાગી કરીને, ચાહારે દિશાએ જોયરે;
નહીં તાપસ વન બીહામણું, નળની નારી રોયરે.
હું પાપણીને પગલે કરીને, મુનીએ મુક્યો ઠામરે;
મેં કોણ કૃત્યરે આચરચાં જે, વીપત પડેછે આમરે.
હીંડે સાદ કરંતી વનમાં, ત્રિભોવન નાયક નરરે;
ગગને રહ્યા હરખે ઘણું, મેં ઉવેખ્યા અમરરે.
લક્ષણવંતે લોક હસાવ્યા, સ્વયંવરના સર્વરે;
આજ રિપુને વહીજાયછે, કૌતક કેરૂં પર્વરે.
એવું જાણી મારા નાથજી, દાસીની લેજો સંભાળરે;

હો વિહંગમ વેવીસાળીઆ મુને, મુકી નળ ભૂપાળરે.
હો વજ્રાવતી માવડી માહારૂં, ઢાંક ઉઘાડું ગાત્રરે;
હો ભીમક માહરા તાતજી શોધી, મનાવજો જામાત્રરે.
હો નૈષધ દેશના રાજીયા, અણચિંત્યું દો દર્શનરે;
ભૂપરૂપને જાઊં ભામણે, હો સલુણા સ્વામીનરે;
વૈદરભી નાથ વિજોગણી, વિરહે વ્યાકુળ શરીરરે;
ચતુરાને વન ચાલતાં, આવ્યું સરિતા તીરરે.
આનંદી અબળા અતિઘણું, ઉતરતા દીઠા લોકરે;
ધાઇને પુછે પ્રેમદા ભાઈ, દીઠા કહીં પુણ્યશ્લોકરે.

(ઉથલો.)

પુણ્યશ્લોક છે એ સાથમાં, પુછે નળની નારીરે;
નદી ઉતરતાં આશ્રજ પામ્યા, પરદેશી વેપારી રે.

---

(કડવું ૪૧ મું.)

(રાગ–મારૂની દેશી.*)

શ્વાસ ભરી પૂછે સતી, વેપારીરે;
કયહું દીઠાછે નૈષધપતી, વણજારારે.
પ્રભુ ગયાછે પરહરી, વેપારીરે;
છે તમમાં વાત કોહો ખરી, વણજારારે,
કાંઈ દેખાડો નળ નાથને, વેપારીરે;
રૂડું હજો સઘળા સાથને, વણજારારે.
સાચું બોલો જળતીર છો, વેપારીરે;
તમે વિપત્ત સમેના વીર છો, વણજારારે.
રૂપે બ્રહ્માએ વાળી હદરે, વેપારીરે;

---

* 'મલ્હાર' (૧૭૫૫). 'ગોડી' (૧૮૨૧.બા૦).

મ્હારો સ્વામી ઓળખીયે સઘરે, વણજારારે.
છે અદ્દભુત ગોરૂં ગાત્રરે, વેપારીરે;
દીઠે અંડસેઠ વળે જાત્રરે, વણજારારે.
ગોરૂં મુખ મુછ વાંકડી, વેપારીરે;
મોટી મોટી આંખડી, વણજારારે.
કાંતિ મણી જેહેવી ચટકતી, વેપારીરે;
ચાલ જેની છે લટકતી, વણજારારે.
કંઠે મોતીનું લેહેરીયું, વેપારીરે;
અરધું પટકુળ પેહેરીયું, વણજારારે.
મુગટે માણેક ચળકતાં, વેપારીરે;
કરણે કુંડળ લળકતાં, વણજારારે.
અધર આંબાની કાતળી, વેપારીરે;
વિશાળ હૃદે કટિ પાતળી, વણજારારે.
બોલ સાકરપે મીઠડા, વેપારીરે;
એહેવા નૈષધનાથ દીઠડા, વણજારારે.
વણજારા એમ ઓચરે, સુણ શ્યામારે;
નિર્લજ વનમાં શું ફરે, હો ઘેલીરે.
કો કેહે ફરતા વન વસી, સુણ શ્યામારે;
કો કેહે દીસે રાક્ષસી, હો ઘેલીરે.
કો કેહેશે મોટી પાપણી સુણ, શ્યામારે;
કો કેહેશે દીસે શાકણી, હો ઘેલીરે.
રોતી નાવ બેઠી સુંદરી, સુણ રાયરે;
લોકમાંહે મળી ઉતરી, ધર્મરાયરે.
વેપારી ત્યાં વાસો રહ્યા, સુણ રાયરે;
બે પોહોર નિશાના ગયા, ધર્મરાયરે.
નયણે આંસુડાં ગળે, સુણ રાયરે;

દમયંતી બેઠી જાળાં તળે, ધર્મરાયરે.
ગજ જૂથ જળ પીવા આવીયાં, સુણ રાયરે;
સિંહ થઈ કળીયે બીહાવીઆં, ધર્મરાયરે.
ભડકી મેગળ મડળી, સુણ રાયરે;
વેપારી માર્‍યા મગદળી, ધર્મરાયરે.
જે સતીને બાલુજ બોલીયા, સુણ રાયરે;
તે પાપી ગજે રગદોળીયા, ધર્મરાયરે.
અધિષ્ઠાતા વેપારી તણો, સુણ રાયરે;
તેડયો જીવતો સાથ આપનો, ધર્મરાયરે.
બાઈઓ કુતોહળ મોટું હવું, સુણ રાયરે;
મુને ઘટે છે વનમાં જવું, ધર્મરાયરે.
એહેવે કળીજુગ પાપી આવીયો, સુણ રાયરે;
વેષ તે જોષીનો લાવીયો, ધર્મરાયરે;
તિથિ પત્ર વાંચીને એમ કેહે, સુણ રાયરે;
ચેતો વેપારી કો જીવતો ન રેહે, ધર્મરાયરે.

(ઉથલો)

નહીં રેહે કો જીવતા, ઉત્પાત દારુણ હોયરે;
એ કૃત્યા આવી કાલની, તેણીયે ખાધાં સર્વ કોયરે.

---

## કડવું ૪૨ મું.

(રાગ–મેવાડો.*)

દેખાડી દીધી હો, કળીયે સુંદરી;
ધાયા વેપારી હો, લાવ્યા બંધન કરી.
સર્વે ઠરાવી હો, અબળા[1] શાકણી;

---

* 'સારંગ' (૧૮૨૧). ૧ 'એકો' (૧૮૦૬).

નળને સમરે હો, મધુર ભાષણી.
બોલ્યો અધિકારી હો, મારો સરવે મળી;
પડયાં ત્રુટી હો, અબળાને નાંખી દળી.[1]
ગડદા પાટુ હો, પાહાણ ને લાકડી;
એણી પેર મારી હો, બાળા એ ઘડી.
રહ્યું બોલાતું હો, કંઠે કાંટા પડે;
બંધન ત્રુટું હો, નાહાસતી આખડે.
હું વધુ દેખી હો, પૂર્વજ લાજીયા;
મુને રાખો હો, નૈષધ રાજીયા.
ત્રાસે નાહાસે હો, પાછું ફરી જુએ;
રાજ મારગે હો, દમયંતી રૂએ.
અંગે ઢીમા હો, રુધિર ધારા ઝરે;
બહુ સળ ઉઠયા હો, અવિલોકન કરે.
ઉષ્ણજ રેણું હો, ચરણે દાઝેરે;
કળી પુઠે પડીયો હો, દેવા દુઃખ કાજેરે.
નગ્ર એક આવ્યું હો, અબળા ઓહોલાશી;
રાજ કરેછે હો, ભાનુમતી માશી.
પુરમાં પેઠી હો, આપત અવસ્તા;
ઘેલી જાણી હો, લોક સહુ હસતા.
બાળક પૂઠે હો, તાળી પાડેરે;
શે ઢાંકે કાયા હો, રેણુ ઉરાડે રે.
વૈદરભી વીહ્વીલી હો, શેરી ચહુટે ફરે;
નાંખે કાંકરા હો, કર આડો ધરે.

---

૧ ‘પ્રહારે પડતી હો, ઉઠે વળીવળી’ (૧૮૨૧, બા૦, એક બીજી).

છજે બેઠી હો, માશી ભાનુમતી;
મોકલી દાસી હો, તેડાવી સતી.

( ઉથલો )

સતી તેડાવી રાણીયે જે, અગળા ઊભી રહીરે;
ભાણેજે માશી ઓળખી પણ, માશીયે ભાણેજ ઓળખી નહીરે.

---

## કડવું ૪૩ મું.

(રાગ–ગોડી, લેહેકણી).

દમયંતી મંદિરમાં પળે, અવાસ ન આણે આંખડી તળે,
ભાનુમતી જોઈ વિસ્મે હવી, કેહે પ્રેમદા કોણે પરભવી.
પ્રભુતા તાહરા તનમાં રમે, ભાગ્યવાન દીસે કાં વન ભમે;
છો રુદ્રાણી બ્રહ્માણી કે વૈષ્ણવી, કોણ કારણ રૂપ ધર્યું માનવી.
લૌકિક કષ્ટ વેઠોછો માત, કોહો મન મુકી જથારથ વાત;
બાઈ હું માનવી સર્વથા, કર્મ જોગે ભોગવની વ્યથા.
નરનારીયે તીર્થ જાત્રા માંડી, અંતરિયાળ પ્રભુ ગયો છાંડી;
ન જાણીયે શું દુઃખ મનમાં ધરી, નિશાયે નાથ ગયો પરહરી.
કર્મકથા એ માતા માહારી, માશી કેહે સાંભળ નારી;
કહીં એક તું દીઠી છે ખરી, જાણે ભગિનીની દીકરી.
પણ તેને નોહે અવસ્થા એહેવી, રૂપે છે તું દમયંતી જેહેવી;
સુખે રેહે સદનમાં સતી, તું માહરે જેવી ઇંદુમતી.
સુબાહુ માહરો સુત જેહ, બેહેન કહીને રાખશે તેહ;
કેહે દમયંતી રાખી મામ, નહીં કરૂં હું નીચું કામ.
દાઢી એક વિપ્રને આપું અંન, હવિષ્યાન્ન કરૂં ભોજંન;
એહેવું સાંભળી હરખ્યાં રાણી, રાખી પ્રેમદા ઉલટ આણી.

સતી નામ ધરાવી રહી, દમયંતી ઓળખાઈ નહીં;
રાત્ર દિવસ કરે નળનું ધ્યાન, વિદેશી વિપ્રને આપે આમાન.
તેડાવે ટેહેલીઓ વાટે જતો, જાણે નળ સ્વામી થાય છતો;
હવિષ્યાન્ન જમે ને અવની સૂએ, દેહ દમન કરી દિન ખૂએ.
સાંભરે સુખ ત્યારે તન તપે, રાત દિવસ નળને જપે;
એમ ઘણા દિવસ ગયા વહી, કળીને મન ચંતા થઈ.
નળથી મંન ચળે નહી સતી, તો કેમ વરાય માહારીવતી;
જો દ્વેપ આણે નળ સાથે, તો દમયંતી આવે હાથે.
કાંઇ વળી વિપત પાડું, એહેને માશી સાથે વઢરાડું;
માશીની કુંઅરી ઇંદુમતી, એક દિવસે નાહાતી હતી.
દમયંતી પાસે તે સમે, સંગ ઇંદુમતીને ગમે;
મોતીનો હાર કંઠેથી કાહાડ્યો, ભીંતને ટોડે વળગાડ્યો.
ટોડલામાં[1] પેઠો પાપી કળી, મુક્તાફળની માળા ગળી;
ઇંદુમતીયે માંડ્યો શણગાર, જુએ તો નવ દેખે હાર.
અહરોપહરે તે ખોળ્યો ઘણું, વિચારયું એ કૃત્ય દાસીતણું;
પુછ્યું તેડીને એકાંત, બાઈ તુજપર આવેછે ભ્રાંત.
લાવ વેહેલી કાંહાં મુકી માળા, દમયંતીને લાગી જ્વાળા;
બાઈ બેહેન મા ચહડાવો આળ, પૃથ્વી જાશે રસાતાળ.
જોઈ બોલવું વદને વાક, સ્વામીદ્રોહી પડે કુંભીપાક.

( ઉથલો. )

કુંભીપાક પડશે સર્વથા, સાચું ન બોલે જેહરે;
ઘેર રાખી રંક જાણી, હવે કાં આપો છેહરે.

---

૧. 'ગોખમાં' (કેટલીક પ્રત).

## કડવું ૪૪ મું.

( રાગ–પરજીયો* )

ઇંદુમતી કેહે બાઈ સાંભળ, લોકને કાં સંભળાવે;[1]
કેહે વૈદરભી વણ ચોરીયે, શામાટે અકળાવે.[2]
હાથમાંહેથી હાર લઈને, ના કેહે કેમ ચાલે;
તસ્કર કરીને તો બાંધે જો, વસ્તુ સાથે ઝાલે.
મિથ્યા હું કેહેતી નથી કાણુ, માળા લે તુજ પાખે;
એહેવી ચોરટી હું હઉં તો, રાજમાતા કેમ રાખે.
માતા મારીએ માન દીધું, સતી સરખી જાણી;
અસાધવી મુને કેમ ઓળખી, શું લેતાં આવ્યો છે પાણી.
અમે પરીક્ષા તારી કરી જો, ભરતારે પરહરી;
બાઈ હું મેહેણાં જોગ થઈ, તમારા ઘરની પેટભરી.
ચોરી કરવી આંખ ભરવી, એ તો કયાંનો ન્યાય;
એહેવે રાજમાતા પધારયાં, રોઈ બંને કન્યાય.
આપ આપણું દુઃખ કેહે માતાને, નયણે ઢાળી આંસુ;
એક કેહે માહારો હાર લીધો, એક કેહે ચોરી ફાંસુ.
ચતુર શિરોમણી રાજમાતા, અંતરમાં વિમાસે;
માળા ગઈ તે મોટું આશ્ચર્જ, સતી કેમ વરાંસે.
તું તો દેવી જેવી છેરે, નારાયણની દાસ;
આપો હાર કલેશ નિવરતે, જો કીધું હોએ હાસ.
સરખે સરખાંમાં હોય કૌતક, આપો માળા મા તાણો;
રાજકુંઅરી રીસાળ ઘણું છે, થાશે જાણો વાણો.
માળા હોયે જો આપણા[3] ઘરની, તો ફરી શોધ નવ કીજે;
છે શ્વશુર પક્ષની સરવે જાણે, તેહેને શો ઉત્તર દીજે.

---

* મારૂ ( ૧૮૨૧ ). ૧ ‘ હસાવે ’ ( ૧૭૫૫ ). ‘ ૨ આળ ચઢાવે ’ ( ૧૭૫૫ ). ૩ ‘ માહારા ’ ( કેટલીક પ્રત ).

૯૬ દે ફ્રાટતે કેહે દમયંતી, અપવાદ દીધો એહેવો;
હાં હાં બાઈજી હાર તમારો, લીધો છે મેં દેવો.
ન ઘટે રાજમાતાજી તમને, દુઃખ દેવું ઘેર રાખી;
અમો ન હોઊં ચોરીનાં કરનારાં, છૌં જસનાં અભીલાખી.
ઇંદુમતી કેહે આપે છુટશો, શો શોહોર કરવો ઠાલો;
માળા માહારી કરમાં મુકો, જો જસ હોયે વાહાલો.
સેવક સખીયો એમ કેહે છે, એણીએ માળા લીધી;
મારો બાંધો તાણો પછાડો, અબળા આકળી કીધી.

( ઉથલો. )

કીધી એ નિશ્ચે ચોરટી, રાજમાતાએ જણાવી રીસરે;
દમયંતી દુખ પામી ઘણું પેછે, સમસ્યા શ્રી જુગદીશરે.

---

## કડવું ૪૫ મું.

( રાગ–મારૂની દેશી ).

હો હરિ સત્યતણા સંધાતી, હરિ હું કહીંયે નથી સમાતી;
હરિ માહારે કોણ કર્મનાં કરતુ, પ્રભુ ચોરીથકી શું નરતું.
હરિ હું શામાટે દુઃખ પામું, પ્રભુ જુઓ હું રાંકડી સાહામું;
હરિ હું નથી દુઃખની ધીર, તમો છો બિપત સમેના વીર;
હરિ તમે મન અપરાધ ન લાવો, હરિ તમે અનાથ બંધુ કાહાવો.
હરિ હું હરખે હણાઈ, હરિ હું ચોરટીમાં ગણાઈ.
હરિ હું કેહેની ને કોણતણી, હરિ જુઓ હું રાંકડી ભણી.
હરિ દોહેલે ઉદર ભરવું, હરિ મુજને ઘટે છે મરવું;
હરિ હું ભરતારે છાંડી, હવે હું દુઃખ કહું કેને માંડી.
હરિ મેં કોણ પાતક કીધાં, હરિ મેં સાધુને મેહેણાં દીધાં;
હરિ મેં રાખ્યું હોયે સત્ય, જો વાહાલા હોએ નળપત્ય.

એહેવું મનમાં ધરીયું ધ્યાન, સતની વાહારે થયા ભગવાન;
અંતરજામીએ બુધ દીધી, સતીયે આંખ રાતડી કીધી.
કેહે માશીને કરી ક્રોધ, ફરી કરો હારની શોધ;
સાખી સૂરજ વિષ્ણુ ને વાય, જો મેં કીધો હોય અન્યાય.
બાઈ હાર તમારો જડજો, લેનારૂં ફાટીને મરજો;
એહેવું કેહેતામાં કળીજુગ નાઠો, ત્યારે તડાક ટોલડો ફાટો.
માંહે થકો પડયો નીસરી હાર, સતીને ત્રુઠા વિશ્વાધાર;
અંત્રિક્ષથી આકસમાત, વરશ્યો હારતણો વરસાત.
એક એકપે અદકાં મોતી, રાજમાતા ટગટગ જોતી;
પછે દમયંતીને પાગે, રાજમાતા ફરી ફરી લાગે.
બાઇ તું છે મોટી સાધ, માહારો ક્ષમા કરો અપરાધ;
ઇંદુમતી થઇ ઓશીયાળી, મુખડું ન દેખાડે વાળી.

( ઉથલો. )

વળી મુખ દેખાડે નહી, સત સતીનું રહ્યું રે;
વૃહદસ્વ કેહે યુધિષ્ઠિરને, વૈદર્ભ દેશમાં શું થયું રે.

---

## કડવું ૪૬ મું.

( રાગ--દેશાખ.* )

બૃહદસ્વજી કેહે કથારે, સુણો ધર્મ ભૂપાળ;
સુદેવ સાંચર્યોરે, લેઈને તે બંને બાળ.
માધવી કેશનીરે, સખી દમયંતીની જેહ;
શોભે સાહેલડીરે, જેમ પ્રાણ વોહોણી દેહ.
કુંદનપુર આવીયાંરે, ઋષી સખા ને સૂત;
દેખીને દોહેલાંરે, ભીમકે જાણ્યું થયું અકૃત.
છોરૂ છેહ પામીયાંરે, રાયે હ્રદયાસું લીધાં;

* 'શોક મલ્હાર' ( ૧૮૨૧ ).

માબાપે મુકીયાંરે, દીસે દામણાં બીધાં.
સુદેવ શોકે ભર્યોરે, દુઃખે દાધી દાસીની જોડી;
મીટે મીટ મેળીરે, મોટે સ્વર રુદન મુક્યાં છોડી.

જાતાં જામાત્રનેરે, જાણે જોગી થઇ જાઉં;
સજન સાંભર્યુંરે, માંડયું નળનું ગુણ ગાવું.
પુછે વજાવતીરે, બોલો સુત સાહેલી;
દીકરી કાંહાં ગઇરે, બે બાલકડાંને મેહેલી.

નાથ નૈષધતણોરે, ગયો માયા ઉતારી;
સુદેવે વારતારે, ભૂપને કહી વિસ્તારી.
વિલપે વિદર્ભપતીરે, નિશ્વાસે સાગર સૂકે;
ભીમકની ભામનીરે, બાળક હૃદેથી નવ મૂકે.

કુટુંબ ટોળે મળીરે, ભોમ્ય સ્વયંવરની નીરખે;
દમયંતીયે આંહાં નળ વર્યોરે, હીંડ્યાનાં પગલાં પરખે.
રાણી કેહે રાયજીરે, ફરી શોધ પૂજ્યની કીજે;
જમાઈજી નવ જડેરે, તો આપણ જોગવટો લીજે.
શોધી કાહાડો સર્વથારે, જો માહારૂં જીવવું જાણો;
દીકરી મળ્યા વિનારે, મુખે નવ મુકું જળ દાણો.
ભીમકે મોકલ્યારે, સેવક સહસ્ત્ર એક;
ખપ કરી ખોળજોરે, કાહાડજો ક્ષિતિ કેરો છેક.
એહેવે ઉડતી વારતારે, ભીમકે સાંભળી કાન;
દમયંતી એકલીરે, નળે રોતી મૂકી રાન.
માતા વિલપે ઘણુંરે, દુઃખ દાધું અંતઃકર્ણું;
મેળાવો ક્યાં હશેરે, દીકરી રવડી પામશે મર્ણું.
વજ્રાવતી માતને રે, નાવે નિદ્રા રૂદયામાં સાડ;[1]
પુત્રીને શોધવારે, સુદેવને ચહડાવ્યો પાડ.

---

૧ (૧૭૫૫); (સાલ). "નીર આવે રુદયા અશાડ" (૧૮૨૧).

( ઉથલો. )

પાડ ચહડાવ્યો સુદેવને, કહે રાણીને રાયરે;
ગુરુજી તમ વિના અર્થ ન સરે, એમ કહી લાગાં પાયરે.

---

## કડવું ૪૭ મું.

( રાગ–રામગ્રી ).

બ્રાહ્મણ ચાલ્યો અનુચરવેશજી, અટણ કરતો દેશદેશજી;
કળા પાડી વરવું ગાત્રજી, જીરણ વસ્ત્ર ગ્રહ્યું તુંબી પાત્રજી.

( ઢાળ. )

પાત્ર કરમાં રહિત જોખમ, જ્યેષ્ટિકા જીર્ણ વસંન;
દુઃખી દરિદ્રી સરખો દેખીયે, જધપિ છે સંપંન.
નિરખે ઓવારા નવાણુના, જ્યાંહાં નીર ભરતી નાર;
જોયાં જુથ જુવતીતણાં, પણ ન જડી ભીમક કુમાર.
તીરથ જાત્રા જમ જાગ્રણ, જ્યાંહાં સ્ત્રીયોનો સંવાય;
અજાણ્યો થઇ જુએ બ્રાહ્મણ, શીશ ધુણીને જાય.
પગે અટણ રસનાએ રટણ, મુખે દમયંતીનું નામ;
એમ કરતાં સુદેવ આવ્યો, રાજમાતાને ગામ.
વિપ્ર પુરમાં આવીયો, વધામણી પામ્યો તર્ત;
સાંભળ્યું જે રાજમાતા, ઉજવેછે વર્ત.
પૂર્ણાહુતિવેળા હુતી, જોવા મળ્યાં બહુ જંન[1];
દાસી સાથે દમયંતી કરે, પંથીનું દરશન.
અપૂર્વ મનીશનું કરે દરશન, નીરખે નરની કાય;
વિચાર એહેવો વૈદર્ભીને, આવી મળે નળરાય.

---

૧ 'સર્વ રાજંન' ( ૧૭૫૫ ).

વેદ અધ્યયન કરે વાડવ, અભિષેક આશીર્વાદ;
કિંકરી બહુ ગીત ગાયે, હોય ભેરીનાદ.
દીક્ષા લેઈ સુબાહુ, બેઠો તેજસ્વી જંન;
હુતદ્રવ્ય હોમાયે વિવિધ પેરે, ધૂમ્ર ગયોરે ગગંન.
દાન આપે ગાય સવચ્છી, રાય ભર્યો અહમેવ;
જગ્નના ઝકુંડમાંહે, આવી રહ્યો સુદેવ.
દેહ દુર્બળ રેણુએ ભર્યો, જ્યેષ્ટિકાએ તુંબી ભરાવ્યું;
સભા સરવ ખડખડ હશી, આ રત્ન કાંહાંથી આવ્યું.
મંડપ જગ્ન જોયો નહીં, નહીં જોયો દીક્ષિત નરેશ;
ઘેલો જસો આવ્યો ધર્યો, સરવને મારે ઠેશ.
લોક કહે હો ઘેલીયા, ટેહેલીયા અંતરનો અંધ;
ભિક્ષુક ભ્રષ્ટ વિકળ દૃષ્ટ, શો સ્ત્રીસાથે સંબંધ.
કહ્યું કોનું નવ સાંભળે, છે કલેવરમાં કષ્ટ;
એહેવે સુદેવને દમયંતીની, મળી દૃષ્ટે દૃષ્ટ.
નિંમેષ થાતી રહી નયણે, વિચારમાં પડયાં બેહ;
માહારે પીહેરથી પધારીયો, સુદેવ સાચો એહ.
વિપ્ર કો વિદર્ભનો એ, નાહાનપણમધ્ય નેહ;
માંહોમાંહે જોયાં કરે, સરવને થયો સંદેહ.
ગુરુએ ગોરી ઓળખી, જડયું અબળાનું એંધાણ;
ભામનીના ભાળ ઉપર, વિધિયે નિરમ્યો ભાણ.
અગોપ રાખતી માશી મંદિર, કેશકેરી લટ;
ખશી વેણી સૂરજ ઝળક્યો, હૃદે ભરાયું ઉલટ.
સમિપ આવ્યાં સાહામસાહામાં, નેત્ર જળ જેમ નેવ;
સાથે બન્યો બોલીયાં હો, દમયંતી સુદેવ.

( ઉથલો. )

સુદેવ દમયંતી મળ્યાં, ધરણી ઢળ્યાં મોરછા હવી રે;

સભા સર્વ વિસ્મે થઇ, આતો વારતા દીસે નવી રે.

---

## કડવું ૪૮ મું.

( રાગ–વેરાડી ).

મોરછાથી મહીલા જાગી, પુછયું ગોરને પાગે લાગી;
શાકે છો ધરના મુની, હા દીકરી કાં તું સુની.
દુરબળ કોણ કારણે, દાસી માશીને બારણે;
ઓળખી નહીં તુંને માડી, મેં દેહીની કળા પાડી.
શું માશીયે દુઃખ દીધું, નાજી વાછળ કીધું;
નાથજીયે તને કાં મૂકી, હું નેટ કાંઇએક ચૂકી.
નથી બાઈ તું ચુકવાવાળી, નહીં તજે અન્યા ટાળી;
માતા પિતા જે તાહારાં, રોતાં હશે તે ચોહોધારાં.
પીહેરથી આવ્યો સતી, શું પ્રગટયા નૈષધપતી;
હા નળની થઈ છે શોધ, મુજને દોછો પ્રતિબોધ:
હા નિશ્ચે નળ પ્રગટ, છે વાણીમાંહે કપટ;
છોરૂને છેહ કાં આપાં, છતે બાપે થયાં નબાપાં.
રાજમાતાજી એમ પુછે, ઋષિ તાહારે એહેને શું છે;
એ કોણ કોહોને જાણેજી, એ તો તમારી ભાણેજી.
કેઈ ભાણેજી એ માહારી, દમયંતી નળની નારી;
એ વાત તે કેમ નીપજી, ભરતારે એહેને કાં તજી.
દ્યૂત રમીને નૈષધ હાર્યા, તેમાટે વંન પધાર્યા;
શું જાણીએ શા કાજે, ત્યાજ કરી મહારાજે.
તું દમયંતી દીકરી, હા થઈ રહી કિંકરી;
માશી ધરણી ઢળી, સભા થઇ વ્યાકુળી.
સુદેવ કેહેછે નાટ, એમ ભુલાં તે શ્યામાટ;

